: પુષ્પ ૧૯ મું :

વર્ષ ૩ જું : : નવયુગ ગ્રંથમાળા : : પુસ્તક ૧ લું

# ઇતિહાસનાં ઓજસમાં

[ તુર્કસ્તાન, હંગેરી, ક્યુબા અને બેલ્જીયમની સ્વાતંત્ર્ય કથની ]

: પ્રયોજક :

શ્રી મહાશંકર ઇંદ્રજી દવે

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

પ્રકાશક:—
જયંતિલાલ રેવાશંકર દોસી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : [કાઠિયાવાડ]



: આવૃત્તિ ૧ લી :
: પ્રત ૨૨૦૦ :
: સંવત્ ૧૯૮૯ :



: કીંમત :

વાર્ષિક ફાળે
૦-૮-૦
ટપાલ ખર્ચ માફ

છૂટક
૦-૧૦-૦
ટપાલ ખર્ચ જુદું

પાકું પૂંઠું
૦-૧૪-૦





મુદ્રક:—
માણેકલાલ અંબાશંકર દવે
જય સ્વદેશી મુદ્રણાલય
ગીબ રોડ : રાણપુર

# પ્રસ્તાવના

જગત પ્રગતિ કરે છે, આત્મકૃપા સર્વત્ર ફળે છે, બલિદાનો કદિ વ્યર્થ જતાં નથી, દુનિયાનો ઇતિહાસ આવાં આવાં સત્યો દાખલા દલિલો સાથે રજૂ કરે છે. આવાં દૃષ્ટાંતોમાંના થોડાં, આ પુસ્તકમાં સંઘરેલાં છે. તુર્કસ્તાન-યુરોપનું માંદું માણસ ગણાતું. તુર્કસ્તાન પણ પ્રગતિને પંથે પળ્યું છે. જે તુર્કપ્રજા વહેમજવળના પંજામાં જકડાઇ રહી હતી. જે તુર્કસ્ત્રીઓ હરેમ ને બુરખાના શિયાહ બનાવ તળે ઢંકાઇ રહી હતી. તે અત્યારે જગતના રણક્ષેત્રમાં સર્વત્ર જયજયકાર કરતી ઘૂમી રહી છે. વહેમ કોણ જાણે કયાં ઊડી ગયો છે. હરેમના જેલખાના હવે રહ્યાં નથી. બુરખા હવે તુર્ક સ્ત્રીઓનાં ચંદ્રવદનને રાહુની જેમ આવરી રાખતા નથી. સર્વત્ર ચંચળતા, વિકાશ, પ્રગતિ ફેલાઇ રહ્યાં છે. મુસ્તફા કમાલ આ બધાંનો નાયક ! મહાત્મા મોહનદાસ ને મુસ્તફા કમાલનો મુકાબલો કરવા જેવો છે !

એ જ રીતે હંગેરી, બેલ્જીઅમ ને કયુબાના તારણહારોનાં પરાક્રમો વાંચી આપણને માથું નમાવવાનું મન થાય છે. કારણ ? જુગે જુગે એક એવો દેવાંશી વીર પાકે છે કે જે પોતાનું લોહી અર્પી જગતનું, દેશનું કે જાતિનું ભલું કરે છે. જુગે જુગે ધરની માતા બત્રીસ લક્ષણાનો ભોગ માગે છે અને એવા ભોગથી તૃપ્ત થએલી ધરણી પોતાના પેટમાંથી એવી ધગધગતી જવાળા કાઢે છે કે તેમાં જુલમી સત્તાઓ નષ્ટભ્રષ્ટ થઇ જાય છે. કેટલી વેળા એવા ભોગ કેવળ ભોગ રૂપજ બનતા જણાય છે પરંતુ પાપ અને તેનું પાયશ્ચિત કદી જુદાં ન પાડી શકાય તેવી વસ્તુ છે. પાપ મોટું તેમ પ્રાયશ્ચિત પણ મોટું ! તરુણ તુર્કોને પોતાની ચળવળ પગભર કરતાં વર્ષો ગયાં મુસ્તફા કમાલને પણ પા સૈકા સુધી જહેમત ઊઠાવવી પડી. ઉન્નતિનો કાર્યક્રમ અમુક નિરસને વશ નથી. કોઇ વખતે તેની ગતિ કીડી જેવી મંદ હોય છે ત્યારે કોઇ વખતે તેની ગતિ મંડળીમાં મંડળીવાહન જેવી હોય છે. એ મંદગારી ને મંડળી ગતિનું ભવિષ્ય કોઇ જાણી શકે તેમ નથી. સંચિત કાર્યો કયારે પ્રારબ્ધ બને છે તેની

ગણતરી કરવા જેટલું અગાધ બળ માનવમાં કદી આવવાનું નથી તો પછી દેશ કે જાતિ ખાતર આપેલા ભોગ વ્યર્થ ગયા, તેનું કંઇ પણ પરિણામ ન આવ્યું એમ કથવું એ શું ગેરસમજ નથી? હંગેરીએ કેટલા ભોગો આપ્યા બાદ સિદ્ધિ મેળવી? બેલ્જીઅમે પોતાની સ્વતંત્રતા મેળવ્યા પહેલાં કેટલાં બલિદાનો આપ્યા? ક્યુબાના હજારો માણસો જાલિમ જમ જેવા મોતના રાક્ષસી પંજામાં કેટલાં રગદોળાયાં? ઇતિહાસને પૂછો એ ઘોર કાળાક્ષરી કૃત્યો! અમાનિશાના અંધકારમાં કેટલી સતિઓના સતીત્વ છેદાયાં? પરંતુ છેવટે સાત સૂરજ પ્રગટયો, બોલવાને સફળ થયાં અને આજે ક્યુબા આટલાંટિકના તોફાની પાણીમાં હીંચી રહ્યું છે. બેલ્જીઅમ નમીને અને ફ્રાંસ જેવી એક બીજાના ટોટા પીસતી પ્રજા વચ્ચે મધ્યસ્થ બની મહાલી રહ્યું છે. હંગેરી મહાયુદ્ધમાં હાર્યું છતાં સ્વતંત્રતાના શ્વાસો લઈ રહ્યું છે અને તુર્કી! જગતની શ્રેષ્ઠ પ્રજાઓમાં પોતાનાં સિંહાસન ઢાળી રહ્યું છે. જગતના શ્રેષ્ઠ મહાપુરુષોમાં પોતાના પનોતા પુત્રનાં પગલાં પૂજાવી રહ્યું છે.

આ પુણ્યશાલી દેશોની પુનિત કથાઓ યુવક વર્ગમાં જેમ બને તેમ વધુ ફેલાય એ ઇચ્છવા જોગ છે.

પ્રયોજક

---

## : અનુક્રમ :

# પ્રકરણ ૧ લું

## પ્રાચ્યનો પ્રશ્ન અને પૂર્વકથા

ઉત્તરમાં કાળા સમુદ્રના કિનારા પર આવેલા ત્રેબિઝોંડ બંદરથી માંડીને દક્ષિણે નીલ નદીના મુખ પાસે આવેલા અલેકઝાંડ્રિયા સુધીનો પ્રદેશ ઇતિહાસની બાલ્યાવસ્થાથી હમેશને માટે પ્રાચ્ય અને પાશ્ચાત્ય જાતિના ટંટાનું સ્થળ થઇ પડ્યો છે. તે બે વિશાળ ભૂખંડોનું યુદ્ધક્ષેત્ર અને વેપારસ્થળ તરીકે પણ પ્રખ્યાત છે. અહીં હમેશાં પ્રાચ્ય-પાશ્ચાત્યના સંબંધનાં ઘર્ષણો થતાં આવ્યાં છે. આ પ્રદેશની સરહદ પર ઘણો વખત જે સંસ્કૃતિ પેદા થઇ છે તેણે કાં તો પ્રાચ્ય અગર તો પાશ્ચાત્ય હોવાનો દાવો કર્યો છે.

લગભગ પાંચ સૈકાથી તુર્ક લોકો આ પ્રદેશ પર રાજ્ય કરતા આવ્યા છે. કેવળ રાજ્ય કરતા આવ્યા છે એટલું જ નહિ પણ જાતિ-વર્ણનો ભેદભાવ રાખ્યા સિવાય દરેકને એવી તક આપતા આવ્યા છે કે માત્ર ઇસ્લામી છત્રતળે આવવાનું કબુલ કરતાં સુલતાન પદ સિવાય બીજાં બધાં પદ મનુષ્ય માત્ર મેળવી શકે. પૃથ્વીના ગમે તે દેશનો રહેવાશી હોય, ગમે તે વર્ગનો માણસ હોય, છતાં કોઇનું પણ સામાજિક આકાંક્ષાનું ઉંચું મસ્તક નીચું નમાવવા જેવી મનોવૃત્તિ તુર્ક જાતિએ કદી પોષી નથી. ઇસ્લામી શરીરમાં હાડોહાડ ઉતરી ગએલા

વેદાન્તભાવ આગળ ચામડી કે લોહીનો ભેદ તુચ્છ ગણાય છે અને તેથી જ પરિપક્વ ઇસ્લામી સંસ્કૃતિમાં કાફર અગર વિધર્મીને પણ સ્થાનનો અભાવ હોતો નથી. તો પણ આ પાંચ સૈકાને હજમ કરનારી સંસ્કૃતિમાંથી કોઇ નવીન ભૌગોલિક જાતિ ઉત્પન્ન થઇ નહિ. અસંખ્ય દાસદાસીઓ અને સ્વધર્મત્યાગી અસંખ્ય ધોળી ચામડીવાળાં નરનારીઓનું શોણિત આ જાતિના લોહી સાથે સતત ભળતું રહ્યું. છતાં તુર્કલોકો કાર્ય, ચિત્ર અને સામાજિકતામાં એશિયાનું ઢીલું વિશેષત્વ તજી યુરોપીઅન બની શક્યા નહિ. પ્રાચ્ય જાતિઓનો સ્વભાવધર્મ જ એ છે કે પરજાતિને પોતાની બનાવી લેવી. પારકી સંસ્કૃતિને પોતાની અંદર સમાવી દેવી તુર્કસ્તાન પણ આ ગુણને લીધે એક પેઢીમાં પાશ્ચાત્ય લોહી અને સંસ્કૃતિથી પ્રભાવાન્વિત બન્યા છતાં; બીજી પેઢીમાં તેને પોતાના શરીરમાં લપેટી એકરૂપ બનાવી દે છે, તે એટલે સુધી કે પશ્ચિમનું વિદેશી ચિહ્ન પણ કોઇ ખોળી શકતું નથી. રાજનૈતિક પ્રયોજનને લીધે પોતાની હયાતી મિટાવી દઇ જ્યારે તુર્કસ્તાને પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફ વળવા પ્રયત્ન કર્યો છે, જ્યારે તુર્કસ્તાનને પોતાનો જાતિસ્વભાવ, સ્વધર્મ તજી યુરોપનો પરધર્મ સ્વીકારવાની જરૂર પડી છે, ત્યારે તે હંમેશાં પાછું પડ્યું છે. તુર્કસ્તાનની બહાર તેથી જ તેનો પ્રભાવ ટક્યો નથી. સ્પેનમાં ફેલાએલું ઇસ્લામી સામ્રાજ્ય યુરોપની કોઇ જાતિ ઉપર પોતાની છાપ પાડવા શક્તિમાન થયું નથી. તુર્કસ્તાનની સીમા ઓળંગી તે કાળના લોકોમાંના જે જે યુરોપીઅન બનવા ગયા છે તેઓ પૂરા યુરોપીઅન બની ગયા છે. તેઓ તુર્કી સ્વભાવ અને વિશેષત્વ ટકાવી રાખવા સમર્થ બન્યા નથી.

તો પણ તુર્કસ્તાન વર્તમાન યુરોપનું જન્મદાતા છે એ વાતનો અસ્વીકાર થાય તેમ નથી. જુના જમાનાનાં સામ્રાજ્યના ગર્વથી ગર્વિષ્ઠ બનેલી ગ્રીકજાતિ જ્યારે હતવીર્ય બની બેઠી હતી, ઇસ્તંબુલ સિવાય

તેની બધી ભૂસંપત્તિ અંતર્હિત બની ગઇ હતી. છેવટે એ છેલ્લી દોલત પણ ઓસમાની (Attoman) બાદશાહ બીજા મહમ્મદે છીનવી લીધી, (ઇ. સ. ૧૪૫૩) ત્યારે આખું યુરોપ એ આઘાતથી ખળભળી ઉઠયું. પશ્ચિમ યુરોપના ધર્માંધ ખ્રિસ્તી રાજાઓ તુર્કોની જયયાત્રા વિરુદ્ધ નવીન જેહાદ (Crusade) ઉઠાવવાની તૈયારી કરવા લાગ્યા પરંતુ તેમને સ્પષ્ટ માલમ પડ્યું કે જુના જમાનાની ધર્મોન્મત્તતાને બદલે સર્વ દેશોમાં જાતિગત સત્તાબોધ પ્રબળ બનેલ છે, જેહાદને માટે દેશની શક્તિનો ક્ષય કરવાનો ઉત્સાહ કે ઇચ્છા કોઇનામાં નથી. તેથી તુર્કીનો માર ખાધા છતાં યુરોપી જાતિઓએ તેમની સાથે સંધિ કરી. પૈસાના લોભે ખ્રિસ્તી જાતિના બાળકો તુર્કોની ગુલામ ફોજ (Corps of jenissaries) ઘડવામાં મદદગાર બન્યાં.

પૂર્વનો ખાસ કરીને હિંદનો વેપારી માર્ગ તે વખતે વેનિસના પ્રજાસત્તાક રાજ્યના કબજામાં હતો. સુવર્ણપ્રસૂ પ્રાચ્ય વેપાર તે વખતે યુરોપમાં વેનિસિયન વેપારીઓના હાથમાં હતો. બાદશાહ સલીમે જ્યારે મિસર તાબે કર્યું ત્યારે એક તરફથી જેમ ઇસ્લામનું ધર્મનેતૃત્વ –ખિલાફત–તુર્ક બાદશાહના હાથમાં આવી પડ્યું, તેમ સિરિયા વગેરે દેશો કબજામાં આવતાં હિંદનો વ્યાપારી માર્ગ પણ કબજે થયો. (ઇ. સ. ૧૫૧૬) અર્ધી સદીમાં તો દિગ્વિજયી તુર્કોનો પ્રભાવ ત્રણ ખંડોમાં વ્યાપી ગયો.[1] તુર્કોના ઉદયથી યુરોપના રાજકર્તાઓએ આંખ આડા કાન કર્યા ખરા પણ ત્યાંના વેપારીઓનો તો મરો જ થયો. આ મહાન ભયમાંથી યુરોપનો પૂર્વનો પ્રશ્ન (The Eastern

1 It was no vain boast of the Attoman Sultan, that he was the master of many kingdoms, the rular of three continents, and the lord of two seas.–Finlay's "History of Greece."

question) ઉભો થયો. તુર્કીને યુરોપમાંથી હાંકી કાઢવા માટે યુગે યુગે પાશ્ચાત્ય જાતિઓ જે પ્રયત્નો કરતી આવી છે તેની શરુઆત આ પ્રશ્નથી શરુ થઇ છે. ત્યારબાદ અતિશય ઐશ્વર્યના ગર્વથી અને અપાર પ્રભુત્વના દંભથી જેમ જેમ સુલતાનોની શક્તિ અને સામર્થ્ય ઘટવા લાગ્યાં, જેમ જેમ તેના રાષ્ટ્રીય જીવનમાં કલુષિતા પ્રગટવા લાગી; જે અપરાજેય લશ્કરી વ્યવસ્થા ઉપર તુર્કસ્તાનનું બળ ઝઝુમી રહ્યું હતું, તે જેમ જેમ હીનબલ બનવા લાગ્યું, તેમ તેમ લોભી યુરોપી વેપારીઓની આકાંક્ષા સફળ થવા લાગી. છેવટે કાર્લોઇજની સંધિ સાથે (ઇ. સ. ૧૬૯૯) યુરોપનો તુર્કભય સદાને માટે ગયો. તુર્કોની જાતીય દુર્બળતાની તક સાધી યુરોપી સત્તાઓ, ખાસ કરીને અંગ્રેજો પૂર્વના રસ્તાના આ મુસાફરખાનાને પોતાના કાવતરા અને અભિષ્ટ સિદ્ધિના કેન્દ્રરૂપે વાપરવા લાગ્યા.

ત્યારબાદ દોઢસો વર્ષે તુર્કીના ભાગલા પાડી લેવા માટે રશિયાએ અંગ્રેજો સમક્ષ એક ઠરાવ રજૂ કર્યો. (ઇ. સ. ૧૮૫૩) પૂર્વના પ્રદેશોમાં રખેને રશિયા બલવત્તર બને એવા શકથી અંગ્રેજોએ એ ઠરાવ સામે પડી ફ્રેન્ચો સાથે મળી રશિયા વિરૂદ્ધ તુર્કીને સહાય કરવાનું મનમાં લીધું. છેવટે ક્રિમિયન લડાઇમાં એ બન્ને સત્તા રશિયા વિરૂદ્ધ પડી તુર્કસ્તાનને પૂર્વ અને પશ્ચિમના મધ્ય સ્થળે આવેલા દિવાલરૂપ રાજ્ય તરીકે બચાવવા તૈયાર થઇ. (ઇ. સ. ૧૮૫૬) રશિયા જેવું કોન્સ્ટાન્ટિનોપલ કબજે કરવા ધસ્યું તેવું જ ઇંગ્લાંડ પોતાની મનવારો સાથે તેને અટકાવવા તૈયાર થયું. પરંતુ છેવટે તો રશિયા ને તુર્કસ્તાન વચ્ચે એ વિવાદ મિત્રતાના રૂપમાં ફેરવાઇ ગયો. યુરોપી રાષ્ટ્રો આ મિત્રતાની સંધિ અટકાવી શક્યાં નહિ. છેવટે તેઓએ બિસ્માર્કના પ્રમુખપણા નીચે બર્લિનમાં એક મહાસભા મેળવી. તુર્કસ્તાનને વધારે શક્તિમાન બનાવી તેનું યંત્રજીવન પોતપોતાના પ્રયોજન માટે વાપરવા ખાતર

આ સભામાં ખૂબ વાટાઘાટ થઇ. તુર્કસ્તાનની એશિયાની જમીનના જામીન અંગ્રેજો બન્યા. ઇનામ તરીકે મૂર્ખ સુલતાને અજાણપણે અંગ્રેજોના હાથમાં સાઇપ્રસ સોંપી દીધો. પૂર્વના વેપારનો રસ્તો હસ્તગત કરવા માટે વેનિસ ચારસો વર્ષ થયાં તુર્કસ્તાન સાથે ઝઘડા કર્યાં કરતું હતું છતાં તે નિષ્ફળ નીવડ્યું હતું. કૂટનીતિ વિશારદ ડિઝરાયલીની કુશળતાથી એ રસ્તો અંગ્રેજોના હાથમાં આવ્યો અને હિંદનો માર્ગ નિષ્કંટક બન્યો. [ઇ. સ. ૧૮૭૮ બર્લિનની સંધિ] અંગ્રેજોએ ગર્વપૂર્વક જાહેર કર્યું કે પૂર્વનો પ્રશ્ન સદાને માટે સમાધાન જેવો થઇ ચૂક્યો છે.

તો પણ કોન્સ્ટાન્ટિનોપલ તુર્કોના હાથમાં રહ્યું તે ખાતર યુરોપ કેટલું રડ્યું! અરધી સદી પહેલાં ગ્લેડસ્ટન સાહેબ બોલ્યા હતા કે "હવે તુર્કો યુરોપની બહાર જઇ પોતાથી બની શકે તેટલી પોતાના દુષ્ટ સમાજની દુર્ગંધ ભલે ફેલાવે. એક વખત જે દેશોને તેણે પોતાના પંજામાં પકડ્યા હતા તે દેશો હવે માનભેર ભલે છૂટા થઇ જાય."[1] હવે યુરોપી રાજસત્તાઓ ઇસ્તંબુલને આંતર્જાતીય બનાવવા ઇચ્છતી હતી.

ત્યારબાદ યુરોપની પ્રચંડ જાદવાસ્થળી જામી. તુર્કોને જર્મની સાથે ભળતું જોઇ પાશ્ચાત્ય જાતિઓ હતાશ થઇ બોલી ઉઠી કે એ જાતિ હવે સુધરી શકે તેમ છે જ નહિ. ( An incorrigible among nations ) યુદ્ધ પુરું થયા બાદ તુર્કસ્તાનના વજીરને મિત્રરાજ્યોએ કહ્યું કે તું જ કેવળ રાજ્યનો પ્રતિનિધિ નથી. રાષ્ટ્રમાં ચળ-

1. "One and all, bag and baggage, they shall, I hope, clear out from the province they desolated and profaned."

વળ ચાલી કે ઇસ્તંબુલને આંતરજાતિય શહેર બનાવવું.૧ પરંતુ નવીન તુર્કસ્તાન આ ભય બતાવવાથી ડગ્યું નહિ.

પરંતુ જ્યારે મિત્રરાજ્યો જ તુર્કસ્તાન સાથે સંધિ કરી બોલ્યાં કે કોન્સ્ટાન્ટિનોપલ તુર્કસ્તાનના હાથમાં જ રહેશે. ત્યારે પાશ્ચાત્ય જાતિઓ ચોંકી ઉઠી. યુરોપના અને અમેરિકાના વર્તમાનપત્રો ને રાજનીતિકારો હતાશ થઇ બોલ્યા કે "પૂર્વના પ્રશ્નનું હજુ સમાધાન ન થયું. તુર્કસ્તાનના ભાગલા પાડવાનું કાર્ય અધૂરું રહ્યું."૨ પૂર્વની કૂટનીતિ આગળ યુરોપની બુદ્ધિ હારી ગઇ. પશ્ચિમની એક જાતિ વિરૂદ્ધ બીજીને ઉશ્કેરી નવીન તુર્કસ્તાને પોતાના અસ્તિત્વનું રક્ષણ કર્યું. ઇ. સ. ૧૯૧૬માં અંગ્રેજ અને ફ્રેંચ સરકારે લગભગ નક્કી કરી નાખ્યું હતું કે લડાઇમાં જય મળે તો તેઓએ પોતપોતાની વચ્ચે તુર્કસ્તાનને વહેંચી લેવું. [Current History. March, 1920-P-499]. તો પણ અંગ્રેજ, ફ્રેંચ

1. The general plan adopted for the dissolution of the Ottoman Empire is the total elimination of that Empire and the internationalisation of Constantinople. Current History—Apr. 1919 P. 63.

2. Once more, as so often is the past, two generations, the Great Powers of Europe sat down around the table for the purpose of liquidating the assets of the Turk: and once more the net result was rather an increased number of anaputatious than any final settlement. The Near East remains exactly as grave and menacing a problem to-day as it was before the Congress of Berlin,-American Reveiw of Reviews-June, 1920.

અને ગ્રીક રાજ્યોએ તુર્કીને અખંડ રહેવા દીધું તે ભાઇની ભલાઇએ નહિ, પણ તેને તેમ કરવાની ફરજ પડી હતી. તેથી જે અંગ્રેજો એક દિવસ તુર્કીને કરચલાના ડંખ સાથે સરખાવતા હતા, તે જ અંગ્રેજોએ જ્યારે જોયું કે ઇસ્તંબુલ તાબે કરવાની સાથે સાથે હિન્દના મુસલમાનો ક્ષુબ્ધ બની કદાચ રાષ્ટ્રીય પક્ષવાળા હિન્દુઓ સાથે ભળશે. મિત્ર છતાં અંગ્રેજોના કાયમના શત્રુ ફ્રેંચોએ જોયું કે ઇસ્તંબુલમાં અંગ્રેજો પ્રબળ થતા જાય છે. ગ્રીસે પણ જોયું કે તુર્કને બદલે તેનાથી વધારે પ્રબળ શત્રુને આ પ્રમાણે બોલાવી પોતાના દ્વાર આગળ કાયમી થાણું નાખવા દેવું એ ઠીક નથી.

પરંતુ નવીન તુર્કસ્તાને સેવર્સની આ નરમ સંધિને પણ અપમાન-જનક માની લીધી. મુસ્તફા કમાલે મિત્રરાજ્યોને તુર્કસ્તાનનો દાવો સ્વીકારવાની ફરજ પાડી. એટલું જ નહિ પણ ગ્રીસ સેવર્સની સંધિ પળાવવા માટે તુર્કો સાથે લડવા તૈયાર થયું ત્યારે કમાલની કૂટનીતિને લીધે તેને ફ્રેંચો અને અંગ્રેજો અટકાવવા આવ્યા. ઇટાલી અને ફ્રેંચ સાથે તો તુર્કીને એક ગુપ્ત સંધિ પણ થઇ ચૂકી. આથી પાશ્ચાત્ય પ્રજા જેટલી સહેલાઇથી પૂર્વના પ્રશ્નનું સમાધાન શક્ય ધારતી હતી, વસ્તુત: એ એટલું બધું સહજ નહોતું. વળી જાતિના અદૃષ્ટ સાથે મરણક્રિડા કરવી એ બહુ નિરાપદ કાર્ય નથી એ નવીન તુર્કસ્તાને સામ્રાજ્યદંભી જાતિઓને બરાબર સમજાવી દીધું.

પરંતુ કૂટનીતિ અગર રણનીતિ એ નવીન તુર્કસ્તાનનાં મુખ્ય શસ્ત્રો નહોતાં. તેનું મુખ્ય આયુધ તો ભૌગોલિક જાતીયતાની સમજણ હતું. તુર્કસ્તાનને જય મળ્યો તેનું કારણ નવીન જાતીય ચરિત્રની સૃષ્ટિ એ હતું. પ્રાસદ્ધ જર્મન તત્ત્વજ્ઞાની કાઉન્ટ હરમન (Count Herman Keyserling) કહે છે કે એકાદ ખાસ આદર્શ નક્કી

થયા પછી પૂર્વમાં એ આદર્શની સૃષ્ટિ જેમ બને તેમ જલદી થાય એજ આપણું લક્ષ્ય છે અને અતિશય બળપૂર્વક એ લક્ષ્ય પ્રાપ્ત કરવા માટે જીવને પણ ગુમાવવાની વૃત્તિ જેટલી જલદી પૂર્વમાં જાગ્રત થશે તેટલી જ જલદી તેની ઉન્નતિ પણ વેગવાન બનશે. આ જાતીય ચરિત્રનું ઘડતર એ જ પૂર્વની ઉન્નતિનું પહેલું પગથિયું છે. ["The outstanding condition I lay down for the more rapid advance of the east is the development of character..."] તેણે કહ્યું છે કે–

"હું પ્રજાસત્તાક તંત્રનો પ્રશંસક છું. વ્યવસ્થાના મહાધર્મમાં મને અતિશય શ્રદ્ધા છે. મારો મત એ છે કે પ્રથમ માત્ર થોડાજ નેતાઓએ આગળ આવી સારા પાયા ઉપર પ્રત્યક્ષ શાસન પ્રભુત્વ સ્થાપવું, ત્યાર બાદ કામ આગળ ચલાવવું. પ્રજાના સમર્થન માટે આગેવાનીના સરજનનું હું સમર્થન કરું છું. વર્તમાન કાળમાં ઉદાહરણ સ્વરૂપ મુસ્તફા કમાલ પાશાના યોગ્ય નેતૃત્વ નીચે તુર્કસ્તાનની નવી શક્તિનો દાખલો હું આપી શકું છું."

"નવીન તુર્કસ્તાનની જાગ્રતિ એ પૃથ્વીની શ્રેષ્ઠતમ રાજનૈતિક ઉત્ક્રાંતિનો વિકાસ છે. જર્મન સામ્રાજ્યમાંનાં જર્મન રાજ્યોના સમૂહોના ભ્રાતૃભાવથી થએલાં મિલન પછી આવો રાજનૈતિક બનાવ બન્યો નથી. કમાલ નવયુગના યુગાવતારોમાંનો એક છે. સ્વભાવ ને ઘેરાવો જોતાં તેની સુધારક ચળવળો ઇતિહાસમાં અતુલનીય છે. સમગ્ર પ્રાચ્ય ચરિત્ર ઉપર એનો પ્રભાવ ન અટકાવી શકાય તેવો છે. પૂર્વની વાજબી આકાંક્ષાઓ મુસ્તફા કમાલના આદર્શરૂપ આકાર પ્રાપ્ત કરશે. પૂર્વની તાબેદાર અને દુર્બળ જાતિઓ સમક્ષ તરુણ તુર્ક ઝળહળતા દીવા સમાન ગણાશે. એનું દૃષ્ટાંત લઇ પૂર્વની બધી જાતિઓમાં જાતીય ચારિત્રનું ઘડતર ઘડાવું શરૂ થશે."

પરંતુ નવીન જાતિ ઘડવા માટે મુસ્તફા કમાલને પ્રાચીન અભ્યાસ-ધર્મનું પરિવર્તન કરવું પડ્યું છે. જુના તુર્ક સુલતાનોને બે મુખ્ય અને મૌલિક વિષયો પર લક્ષ દોડાવવું પડ્યું હતું, પરંતુ તેઓ તેનો નિશ્ચય કરી શક્યા નહોતા. તેઓનો પ્રથમ પ્રશ્ન એ હતો કે એશિયાની સાથે સંબંધ રાખવો કે યુરોપ સાથે. બીજો પ્રશ્ન એ હતો કે તુર્કજાતિ એ ઐક્યબદ્ધ એક અખંડ જાતિ બને કે સામ્રાજ્યના મિશ્રિત સ્વાર્થનો અંશ માત્ર બને? આ બંને બાબતમાં નવીન તુર્કસ્તાને ચોકખા સરળ રસ્તા પસંદ કરી લીધા છે. સુલતાનોના સંદેહથી દોલાયમાન વિચારો ઉન્નતિના રોધક હતા; નવીન તુર્કસ્તાને પોતાના ઉદ્દેશ અને કર્મની સાધ્યસાધનામાં સંદેહને સ્થાન આપ્યું જ નથી.

"યુરોપ કે એશિયા?" એ જ હતો તુર્કીનો મહાન પ્રશ્ન. તુર્કીનાં અંગ અને ચિત્ત ઉપરથી એશિયા અને પૂર્વના સડેલાં ચિહ્નો ભૂસી નાખવા માટે લગભગ એક સૈકાથી અધકચરા પ્રયત્નો થતા હતા. કોઇ વખતે તે સુધારા તરફ આગળ વધતું હતું, ત્યારે કોઇ વખતે પૂર્વના સંસ્કારોને મડાગાંઠ વાળી બેસતું હતું. સુધારાની ઉન્નતિ રક્ષણશીલતા આગળ વ્યર્થ બની જતી હતી. યુરોપીઅન બનવાની આશા તુર્કજાતિના અંતઃકરણમાં જાગ્રત હોવા છતાં મુસ્તફા કમાલના ઉત્તેજન પહેલાં એ આશા પ્રત્યક્ષ આકાર ધારણ કરી શકી નહોતી. આજે નવીન તુર્કસ્તાનના ઐતિહાસિક તત્ત્વજ્ઞાનીઓ નવાઇ પામી જુએ છે કે અત્યાર સુધી અમને પૂર્વનો મોહ આટલો બધો શા માટે આવરી રહ્યો હતો! આજે તેઓ કહે છે કે એશિયાની કોઇ પણ જાતિમાં કોઇ પણ વખતે રાષ્ટ્રીય એકતા હતી નહિ અગર ત્યાં કોઇ પણ પ્રકારનું આચારસામ્ય ઘડાયું નથી. સમગ્ર પૂર્વની એક અખંડ સરખી સંસ્કૃતિ એ એક મિથ્યા કલ્પના છે, તેથી નવીન તુર્કસ્તાને કોઇ પણ જાતના સંદેહ વિના નક્કી કર્યું છે કે પૂર્વ સાથેના સંબંધરૂપ મિથ્યા જાળમાં ન ફસાતાં પશ્ચિમ

સાથે પગલેપગલું મિલાવી ચાલવું. તેથી જ રાષ્ટ્રના કાયદા, ભાષા અને જાતિય આદર્શને માટે નવીન તુર્કસ્તાને યુરોપીઅનો તરફ દૃષ્ટિ દોડાવી છે.

ત્યાર બાદ અખંડ જાતિના ઘડતરનો પ્રશ્ન લઇએ. વર્તમાન યુગની ઐક્યબદ્ધ રાષ્ટ્રીયતાની સમજણનું ઘડતર કરવાને તુર્કસ્તાનને ઘણો સમય લાગ્યો છે. યુરોપને એટલો બધો સમય આ બાબતમાં ગુજારવો પડ્યો નથી. આ બાબતમાં પૂર્વની બધી જાતિઓ પાંચ પાંચ સદી જેટલી પાછળ પડી છે. બનાવટી ઉતાવળ સિવાય પાશ્ચાત્ય રાષ્ટ્રીયતાની સમજ પૂર્વની જાતિઓમાં કદી જાગ્રત થશે એમ લાગતું નથી. નવીન તુર્કસ્તાનના રાજકીય તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે તુર્કસ્તાનને આ પ્રમાણે પાછળ પડી રહેવું પડ્યું હતું તેનું કારણ સુલતાનના રાજપદ સાથે ખલિફાનું ધર્મ પદ જોડાએલું હતું તે છે. આ અતિ વૃદ્ધ ઉન્માદ સુલતાની એટલું લાંબું જીવી કે તેને પરિણામે તુર્કસ્તાન પોતાની સ્વતંત્રતા અને પોતાનું અસ્તિત્વ વિસરી જઇ અખિલ ઇસ્લામી સામ્રાજ્યની ખાલી કલ્પના પાછળ પોતાને ગુલતાન કરી રાખતું. રાષ્ટ્રના કલેવરને પાંગળો બનાવી દેનાર આ દ્વૈત સ્વાર્થની સાથે સો વર્ષ સુધી તુર્કસ્તાનને સર્વ દિશામાં લડાઇ ચલાવવી પડી. સમાજ, રાષ્ટ્ર અને બીજી સર્વ દિશામાં જાતિની પાછળ પાછળ આ મિથ્યા ધર્મ પ્રેતની માફક જડાઇ રહ્યો હતો. આ લોકનો ન્યાય તોળવા માટે અદાલત બેસે કે તરત તેની બાજુએ ધર્મ આવી પોતાની સત્તા દર્શાવવા મંડી જતો. જુના મનુષ્યને ઉપયોગી અતિ પુરાણા મુસલમાન ધર્મવિધિ નવીન જાતિની બધી આશા ને આકાંક્ષા ઉપર જગતને દળી નાખનાર પત્થરની માફક દબાણ કરી રહ્યો હતો. આ લોકના પ્રયોજન માટે નિશાળો સ્થપાઇ કે તરત તેની સામે ઇસ્લામી પુરાણુ સંહિતાની આંટીઘૂંટીવાળા ધર્મનો મુગટ માથે પહેરી સદા રહ્યાંયુક્ષીલ મદ્રેસાઓ આવી ઉભા. ફ્રોક કોટની આમદાની થઇ

છતાં ફેઝ ટોપી પોતાનું વાહન છોડવા તૈયાર ન થઇ. યુરોપીઅન વાજીંત્રો છુપી રીતે તુર્ક જાતિના કાનમાં ગુંજારવ કરવા લાગ્યાં છતાં તુર્કોના પુરાતન, નકામા જેવા કર્કશ કોલાહલે આવી બળપૂર્વક પોતાનું કાયદેસરતું મધુરપણું સાબીત કરી કહ્યું કે આ જ જાતિનું અવસર સમયે સમય ગાળવાનું સાધન છે.

આ બે સંદેહની પૂર્ણાહુતિ સાથે જ નવીન યુગની સ્થાપના થઇ છે. જુના કાળના સુલતાનો સાથે જાતિને કોઇ પણ જાતનો સંબંધ નહોતો. ઇસ્તંબુલના મસનદ ઉપર વિલાસી અને કાલીબ શાસનશક્તિ ધર્મના ઢોંગમાં પોતાની પ્રાણશક્તિ મોહમાં નાખી જાતિને પશુ બનાવી રહી હતી. પરંતુ વર્તમાન રાષ્ટ્રનેતાઓ સાથે નવીન તુર્કસ્તાનને તેવો સંબંધ નથી. દેશના છેડા પર આવેલાં ગામડાંમાં પણ આજે નવીન તુર્કસ્તાન ઉંઘમાં અચલ બનેલા, મૂગા ને મૂઢ માનવોને શરીર હલાવી જાગૃત કરે છે! તેના મુખમાં ભાષા મૂકે છે, પ્રાણમાં આશાનો સંચાર કરે છે અને તેઓની હાલતમાં પોતાની હાલત ભેળવી કહે છે કે હવે ભેદભાવ નથી. સુલતાન અને ગુલામ વચ્ચે તફાવત નથી. જાતિની સાચી જરુરિયાતો આજે જાતિના મુખમાંથી માગણીરૂપે પ્રગટ થાય છે. રાષ્ટ્રપતિ, વડાપ્રધાન અને મંત્રીવર્ગ આજે વિશાળ જનતા સમક્ષ રજૂ થઇ એ માગણી પૂર્ણ કરવા તત્પર બને છે. દેશના ભાગ્ય વિધાતાની મતિ આજે પલટાઇ ગઇ છે. તેની ગતિ બદલાઇ ગઇ છે. જુના સમયમાં પ્રજા સુલતાન બાદશાહ પાસે અરજીઓ લઇ જતી ત્યારે કેવળ તિરસ્કાર અને કંટાળાની બક્ષીસ લઇ પાછી ફરતી. આજે ભિક્ષુકોના પ્રતિનિધિઓ શાસનચક્ર સરજી પ્રજા તરફ મીટ માંડી બેઠા છે. તેઓ પ્રજાની માગણીઓ પૂરી પાડી પોતાને ધન્ય અને કૃતાર્થ માનવા લાગ્યા છે. તુર્કસ્તાનની મહાન્ ઉથલપાથલનું આ પ્રત્યક્ષ પરિણામ છે.

# પ્રકરણ ૨ જું

## તરુણ તુર્કો અને મુસ્તફા કમાલ

દેશમાં અશાંતિ, અસંતોષ અને દારિદ્ર જેમ જેમ પ્રગટ થવા લાગ્યાં તેમ તેમ જાતિય અધઃપતનથી પિડાતુર અને વિદેશી કાવતરાંથી અપમાનિત તરુણ તુર્કોએ જોયું કે રાષ્ટ્રના નેતા અને અધિપતિ પાસેથી આમાં પ્રતિકારની કોઇપણ પ્રકારની આશા રાખવી એ વૃથા છે. વૃદ્ધ પુરુષોએ આ દુર્દશા અનુભવી અતિ વિચાર અને અતિ ચિંતન બાદ જાહેર કર્યું કે ખુદાની મરજી જ્યારે આવી જ છે તો પછી તેને અટકાવવાના પ્રયત્નો કરવા એ નિષ્ફળ છે ! પરંતુ ચેતનવંતા તરુણો કોઇની મરજી માનવા તૈયાર નહોતા. તેઓએ તો સંકલ્પ કર્યો કે જાતિને ગમે તે રીતે મુક્ત કરવી. પછી તેમ કરવાને ગમે તે ઉપાયો લેવા પડે તો પણ શું ! દેશનાં જુદાં જુદાં સ્થળોમાં ગુપ્ત સમિતિઓ સ્થાપી યુવકો વિપ્લવી વિચારો પ્રગટ કરવા લાગ્યા. અવસાદગ્રસ્ત તંદ્રાવસ્થા ભોગવતી જાતિને હચમચાવી કહેવા લાગ્યા, "ઉઠો, જાગ્રત થાઓ !"

"તરુણ તુર્કો" [Young Turks] નામનાં મંડળો સ્થપાયાં. સ્વદેશમાં રહી ગુપ્ત કાર્ય અને કાવતરાં કરવામાં અગવડો નડશે એવો અનુભવ થતાં તેઓએ પોતાના મંડળનું કેંદ્ર સ્થળ તરીકે પેરીસને

પસંદ કર્યું. આ મંડળનો નેતા અનવર પાશા બન્યો. પેરીસમાં પૃથ્વીના જુદાજુદા દેશના મુક્તિ મેળવવાની ઇચ્છાવાળા વિપ્લવી લોકો સાથે જોડાતાં તરુણ તુર્કોને માલમ પડ્યું કે સૈન્ય વિભાગમાં પ્રભાવ સ્થાપ્યા સિવાય વિપ્લવમાં સફળતા મળવી કઠણ છે. આથી સુલતાનના સૈન્યમાં છુપી રીતે ઉથલપાથલ કરનારા વિચારો દાખલ કરવાની વ્યવસ્થા થઇ. દરેક જિલ્લામાં અને દરેક શહેરમાં છૂપી મંડળીઓ સ્થપાઇ ચૂકી. કેળવાએલા અને કેળવણી લેતા યુવકોનાં ટોળેટોળાં આ સમિતિઓમાં જોડાવા લાગ્યાં.

મુસ્તફા કમાલ આ સમયે સાલોનિકાની લશ્કરી પાઠશાળામાં ભણતો હતો. વિપ્લવી વિચારોથી દીક્ષિત બની કેવી રીતે આ યુવકે સ્વદેશને સર્વ પ્રકારના બંધનથી મુક્ત કર્યો એ એક ગૌરવમય ઇતિહાસ છે.

મુસ્તફા ઇ. સ. ૧૮૮૦માં સાલોનિકાના એક ગરીબ કુટુંબમાં જન્મ્યો હતો. તેનો પિતા જકાતખાતામાં નાની સરખી નોકરી કરતો હતો. બાળપણમાં જ પિતૃહીન બનેલો આ બાળક વડિઆઇ અને માતાની દેખરેખ નીચે ઉછરવા લાગ્યો. મુસ્તફાને માતા પાસેથી ચારિત્રની દ્રઢતા અને માધુર્ય પ્રાપ્ત થયું હતું. પછીના સમયમાં તુર્કસ્તાનના ભાગ્યનિયંતાની અદમ્ય શક્તિનો ઝરો આ મહિમામય સ્ત્રી હતી. પિતાના મૃત્યુ પછી મુસ્તફાને એક સ્થાનિક ઉચ્ચ વિદ્યાલયમાં દાખલ કરવામાં આવ્યો. એક દિવસ પોતાના વર્ગના એક સહાધ્યાયી સાથે તેને તકરાર થઇ. શિક્ષકે આ ગરબડથી કંટાળી મુસ્તફાને સખત માર માર્યો. તેણે ગુસ્સે થઇ નિશાળ છોડી દીધી. પાછો તે નિશાળમાં કદી ન ગયો. જુના વિચારની વડિઆઇની એવી ઇચ્છા નહોતી કે પોતાનો પૌત્ર નિશાળમાં જઇ ભણે ગણે. આથી તેના આદર તળે ઉછરતો બાળક નિશાળે ન જતાં આમતેમ ભટકવા લાગ્યો.

રસ્તામાં ફોજના અમલદારો સજ્જ થઇ જતા એ બાળક મુસ્તફા પોતાના ગોઠિયાઓ સાથે જોતો અને તે તથા તેના સોબતીઓ એ વીરસજ્જાનું અનુકરણ કરતા. તેને એવી ઇચ્છા થવા લાગી કે હું એક મહા પરાક્રમી વીર બનું અને અનેક લડાઇઓમાં જીત પ્રાપ્ત કરું તો કેવું સારું! મુસ્તફાએ એક દિવસ સાંભળ્યું કે પોતાનો એક ગોઠિયો લશ્કરી નિશાળમાં જોડાવા જાય છે; મુસ્તફાએ માતાને જઇ કહ્યું કે હું પણ લડાઇ શીખવા જઇશ. માતાએ સંમતિ આપી નહિ. આથી તે ઘેર કોઇને કહ્યા સિવાય સાલોનિકાની ઉચ્ચ લશ્કરી શાળામાં જઇ જોડાયો. ક્રમે ક્રમે તે આ વિદ્યાલયમાંની પ્રવેશક પરીક્ષામાં પાસ થયો. વિદ્યાલયના ગણિત શિક્ષકનું નામ પણ મુસ્તફા હતું. આથી અત્યંત અગવડ પડતી. છેવટે શિક્ષક અને વિદ્યાર્થી બંનેએ મળી એવો તોડ કાઢયો કે વિદ્યાર્થીએ પોતાના નામ પાછળ "કમાલ" શબ્દ જોડવો.

ઉચ્ચ વિદ્યાલયની કેળવણી પુરી કરી કમાલ જ્યારે મોનાસ્ટરની લશ્કરી કોલેજમાં દાખલ થયો ત્યારે ઇસ્તંબુલના લશ્કરી વિશ્વવિદ્યાલયના ઉચ્ચ વર્ગોમાં વિપ્લવી રાજનીતિની પુષ્કળ ચર્ચા થતી હતી. "તરુણ તુર્કો"નો પ્રભાવ વિદ્યાર્થીઓ પર સર્વત્ર જણાઇ આવતો હતો. સત્તાવાળાની મનાઇ હતી કે વિદ્યાર્થીઓ રાષ્ટ્રવાદી વિપ્લવી ગ્રંથો વાંચી શકશે નહિ, પરંતુ વિદ્યાર્થીઓ તો ખાસ કરીને એવા મનાઇ કરેલા ગ્રંથો શોધી કાઢી છુપી રીતે હોંશથી વાંચતા હતા. આ ગ્રંથો વાંચી વિદ્યાર્થીઓમાં એ ધારણા બદ્ધમૂલ થઇ ચૂકી હતી. દેશની શાસન પદ્ધતિ અત્યંત સ્વેચ્છાચારી છે, આથી યુવકોના ચિત્ત ઉશ્કેરાવા લાગ્યાં, સ્વેચ્છાચારી શાસન લુપ્ત કરવા તેઓનાં ચિત્ત ચંચળ બની ગયાં. આખા દેશમાં તે વખતે ગુપ્ત સમિતિઓ સ્થપાઇ ગઇ હતી. મુસ્તફા કમાલે પણ પોતાના સહાધ્યાયીઓ અને મિત્રો સાથે

સાલોનિકામાં "મુક્તિ સંઘ" [League of Liberty] નામનો એક ગુપ્ત સંઘ સ્થાપ્યો હતો. એ સંઘ તરફથી એક છૂપી પત્રિકા પણ પ્રગટ થવા લાગી. પત્રિકાના લેખક અને સંપાદકનાં બંને પદ મુસ્તફા કમાલે પ્રાપ્ત કર્યાં હતાં.

ગુપ્તચરોએ કમાલની આ સમિતિની બાતમી સરકારને પહોંચાડી. કોલેજના સત્તાવાળાઓ ઉપર હુકમ આવ્યો કે વિદ્યાર્થીઓને કબજે રાખો. પરંતુ તેઓની કોઇ પણ યુક્તિ આ સ્વતંત્રતાની ધગશવાળા યુવકોને દબાવી શકી નહિ. સત્તાવાળાઓની કોઇપણ અડચણ કમાલના સંઘને અગર પત્રિકાને તલભાર પણ નુકસાન કરી શકી નહિ. કોલેજનો ત્યાગ કરી શહેરના નિર્જન સ્થાનમાં એક ઘર ભાડે લઇ તેમાં કમાલે પોતાની સમિતિનું મથક સ્થાપ્યું. એ દરમિયાન એક માણસે આવી પોતાની દુર્દશાની વાતો કરી પોતાને આ મકાનમાં આશરો આપવાની વિનંતિ કરી. કમાલ અને તેના ગોઠિયાઓએ આ માણસને પૈસાની મદદ કરી અને સમિતિના ઘરના એક ભાગમાં રાત ગાળવા માટે વ્યવસ્થા કરી આપી. પરંતુ એ માણસના વિશ્વાસ-ઘાતથી એકાદ બે દિવસ જતા ન જતામાં તો સમિતિના પ્રત્યેક સભ્યને પકડી જેલમાં મોકલવામાં આવ્યો.

આઠ માસ પછી કમાલ અને તેના સાથીઓ છૂટયા. કમાલને છૂટયા પછી તરત જ સેનાનાયક તરીકે સિરિયામાં મોકલવામાં આવ્યો. આથી પોતાના બંધુબાંધવો સાથેનો તેનો બધો સંબંધ તૂટવાની અણી પર આવ્યો. સિરિયામાં એક વેપારી ગૃહસ્થ સાથે તેને ઓળખાણ થઇ. એ પણ વિપ્લવી વિચારનો હતો. ઇસ્તંબુલની દાકતરી શાળાના વિદ્યાર્થીઓમાં વિપ્લવી વિચારો ફેલાવવાની ચળવળ કરવા ખાતર તેને સિરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યો હતો. આથી બન્નેની વચ્ચે

ગાઢ મૈત્રી બંધાઇ. ત્યાં એક ગુપ્ત સમિતિ સ્થાપી આખા દેશમાં પ્રજાસત્તાક સ્થાપવા માટેના વિચારો ફેલાવવા તેઓ બન્ને ઉત્સાહપૂર્વક મંડી પડ્યા. થોડા દિવસમાં સિરિયાના પ્રત્યેક મોટા ગામમાં કમાલની આ સમિતિની શાખાઓ સ્થપાઇ ગઇ.

પરંતુ જન્મભૂમિ સાલોનિકા માટે કમાલનો જીવ તણાવા લાગ્યો. તેને લાગ્યું કે સિરિયા કરતાં એ ભાગના લોકો વિપ્લવને વધારે અનુકૂલ છે. પરંતુ સમિતિએ તેને સિરિયા છોડી ત્યાં જવા દીધો નહિ. સાલોનિકાના તે વખતના શાસનકર્તા શુક્રી પાશાને કમાલે છૂપી રીતે લખી જણાવ્યું કે "આ રાષ્ટ્રીય ઉત્થાનમાં આપ મને મદદ કરો" કમાલના મંતને સમર્થન આપતો શુક્રી પાશાનો જવાબ ફરી વળ્યો. તેણે જણાવ્યું કે હું મારી બનતી મદદ આપવા તૈયાર છું. આથી આશામાં ને આશામાં કમાલ છૂપી રીતે મિસર અને ગ્રીસમાં ફરી સાલોનિકા આવ્યો. શુક્રી પાશા તટસ્થ રહ્યો. પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે તેણે કોઇ પણ જાતની મદદ ન કરી. આ જોઇ કમાલ નિરાશ થઇ ગયો. જુના મિત્રોની સહાયતાથી સાલોનિકામાં એક વિપ્લવ સમિતિ સ્થપાઇ એટલું જ. એ દરમિયાન સમાચાર મળ્યા કે ઇસ્તંબુલની સરકાર મુસ્તફા કમાલની તપાસ કરે છે. આથી મિત્રોના હાથમાં સમિતિનો કારભાર સોંપી કમાલને સિરિયા પાછું ફરવું પડયું.

ત્યાર બાદ ત્રણ વર્ષ વિતી ગયાં. ઘરની વાત, માતા ને વડિઆઇની યાદ, બંધુ બાંધવોની સ્મૃતિ, બધું તે ભૂલી ગયો. અચાનક તેને આ બધું યાદ આવ્યું. તેણે સરકારને સાલોનિકા પાછા ફરવા દેવાની વિનંતિ કરી. સરકારે કોણ જાણે શા વિચારથી તેને તેમ કરવાની મંજૂરી આપી.

ધીમે ધીમે વિપ્લવી "તરુણ તુર્કો"નું મંડળ આખા દેશમાં પોતાનો પ્રભાવ ફેલાવવા સફળ નીવડ્યું. મુસ્તફા કમાલે સ્વદેશમાં

આવી જોયું કે "તરુણ તુર્કો"એ પેરિસથી પોતાનું મથક સાલોનિકામાં આણ્યું છે. વિપ્લવી નેતાઓ પ્રયત્ન કરી રહ્યા છે કે દેશનાં જુદાં જુદાં મંડળો એકત્ર કરવાં. અનવરપાશા, મુસ્તફા કમાલપાશા, તાલાતપાશા, જમાલપાશા વગેરે નેતાઓની ચેષ્ટાથી વિપ્લવી સમિતિઓ વડે એક સંઘની સ્થાપના કરવામાં આવી. પેરિસની સમિતિનું અનુકરણ કરી એ સંઘનું નામ "Society of Union and Progress" પડ્યું.

ઇ. સ. ૧૯૦૭માં તુર્કસ્તાનનું સત્યાનાશ વાળવા માટે તુર્ક અને રશિયનો વચ્ચે સંધિ થઇ. દુર્બળ સુલતાન અબ્દુલ હમીદ, લોભી વિદેશી શક્તિને કોઇ પણ રીતે અટકાવી શક્યો નહિ. "તરુણ તુર્કો"ના મંડળે વિપત્તિ આવી પડેલી જોઇ ખુલ્લી રીતે બંડ જાહેર કર્યું. પરિણામે પ્રજાને મંત્રીસભા (Cabinet) અને પ્રતિનિધિસભા (Chamber of Deputies) સ્થાપવાનો હક્ક મળ્યો. સુલતાનને વિપ્લવીઓના ઠરાવને સંમતિ આપવાની ફરજ પડી હતી. પરંતુ અંદરખાનેથી તે વિદેશી સત્તાઓ સાથે મળી આ તરુણોના સંઘને દબાવી દેવાના પ્રયત્નો કરવા લાગ્યો. તરુણ તુર્કોને આ બાબતની બાતમી મળતાં જ ફરીથી બંડ ઉઠ્યું. સુલતાન અબ્દુલ હમીદને પદચ્યુત કરી તેઓએ તેના નાનાભાઇ બેશાદને (મહમ્મદ પાંચમો) મસનદ પર બેસાડ્યો. (ઇ. સ. ૧૯૦૯) આ બળવાનો મુખ્ય આગેવાન અનવર પાશા હતો. મુસ્તફા કમાલ પાશાએ આ વિપ્લવના રણદક્ષ સેનાપતિનો પાઠ ભજવ્યો હતો. કમાલની અપૂર્વ લશ્કરી ગોઠવણોની પ્રશંસા એ સમયે આખા દેશમાં ફેલાઇ ગઇ, છતાં બંને આગેવાનોમાં આ વખતે મતભેદ દાખલ થયો. બંડ પછી તરત જ અનવર ને કમાલ વચ્ચે ટંટો શરૂ થયો. અનવરની પ્રતિભા અને પ્રયત્નો વડે કમાલ તદ્દન અજ્ઞાત સ્થિતિમાં રહી ગયો.

આ બંડ પછી તરુણ તુર્કીએ આશા રાખી હતી કે પોતાની આ નવી જાગ્રતિને ઇંગ્લાંડ મદદ કરશે. ઇ. સ. ૧૯૦૮ના જુન માસમાં ઇંગ્લાંડના રાજા સાતમા એડવર્ડ સાથે રશિયાના ઝારની મુલાકાત [Conference at Reval] થઇ. પરિણામે તરુણ તુર્કીનો બળવો ઝડપભેર ફેલાયો. અબ્દુલ હમીદના કંટાળો ઉપજાવે તેવા અમલનો અંત આવ્યો. સાચા સુધારાની સાથે ઇંગ્લાંડના વેપારને પણ કંઇક લાભ થાય એવા ઉદ્દેશથી બ્રિટિશ રાજદ્વારી સર એડવર્ડ ગ્રે આ તરુણ વિપ્લવ તરફ સહાનુભૂતિ રાખતો હતો. પરંતુ તેને થોડી બીક પણ હતી. જો તરુણ તુર્કી ખરેખર સ્વતંત્રતાને માર્ગે પળે તો મિસરને પણ સ્વતંત્રતાનો સ્વાદ ચાખવાનું મન થાય, અને એ વાત અંગ્રેજોને પરવડે તેમ નહોતું.[1]

આથી અંગ્રેજો તરુણ તુર્કોને મદદ કરી શક્યા નહિ, ઉલટા વિપ્લવની સામેના બળોને–આરબોને મદદ કરવા લાગ્યા.

ત્રિપોલી અને બાલ્કન યુદ્ધમાં હાર ખમ્યા પછી તરુણ તુર્કી

૧. If the Turks are really going to make a good job of their own affairs, our encouragement and support will be very firm, and we shall deprecate any interference from outside on the part of others...But if Turky now establishes a Parliament and improves her Government the demand for a Constitution in Egypt will give gain great force, and our power of resisting the demand will be very much diminished...The position will be very awkward...and will require careful handling...From the private papers of Sir Edward Grey and the British representative in constantinople–"Current History," April, 1929. P. 115.

જાતીય જીવનમાં શક્તિ આણવા માટે નાના પ્રકારના ઉપાયો યોજવા લાગ્યા. આ બંને લડાઇઓ વેળા અનવર પાશા જ ખરી રીતે તુર્કસ્તાનનો મુખ્ય શાસનકર્તા હતો. તુર્ક સમાજને તે નવીન રીતે ઘડવાની ઇચ્છા રાખતો હતો. મુસ્તફા કમાલ એ વખતે [બાલ્કન યુદ્ધ ઇ. સ. ૧૯૧૨-૧૩] ડાર્ડેનલ્સના લશ્કરના વડા ફેચરી પાશાના તાબા નીચે મેજરનું કામ કરતો હતો. બલગેરિયાના હાથમાંથી તેણે એડ્રિયાનોપલ જીતી લીધું હતું. તો પણ તે જનસાધારણ સમક્ષ પોતાની પ્રતિભા જાહેર ન કરી શકે તે ખાતર અનવરે તેને ઇ. સ. ૧૯૧૩ થી બે વર્ષ સુધી સોફાયાના તુર્ક એલચીખાતાના લશ્કરી સેનાપતિનું કાર્ય કરવા મોકલ્યો હતો.

ત્યારબાદ મહાયુદ્ધ થયું. આ યુદ્ધના વમળમાં સપડાઇ તુર્કસ્તાન બધું ગુમાવવા તત્પર બન્યું. જાતિને રક્ષણ આપવા માટે અનવર પાશા અને બીજા નેતાઓએ પુષ્કળ પ્રયત્નો કર્યા. કમાલ વ્યક્તિગતપણે તુર્કી જર્મની સાથે જોડાય તેની વિરુદ્ધ હતો. તેની કોણ જાણે શાથી એવી ધારણા બંધાઇ ગઇ હતી કે આ લડાઇમાં જર્મની જય મેળવી શકશે નહિ. પરંતુ જ્યારે લડાઇ શરુ થઇ ત્યારે કમાલને તુર્કી અમલદાર તરીકે લશ્કરની સરદારી તો લેવી જ પડી. અનવર તે વખતે દેશનો સર્વોપરી સત્તાધારી હતો. તેની ઇચ્છાથી જ તુર્કીએ જર્મની સાથે મિત્રાચારી કરી હતી. કમાલને એ વાત રૂચી નહોતી તેથી તે વખતની સરકાર સાથે તેને મતભેદ પડ્યો હતો. અનવર, કમાલને રાજધાનીમાં રાખતાં બીતો હતો. તેણે તેને ડાર્ડેનલ્સ મોકલ્યો. ત્યાં મુસ્તફા કમાલે સૌ પહેલાં વિશ્વની સમક્ષ પોતાની વાસ્તવિક રણદક્ષતા બતાવી આપી. અંગ્રેજ લશ્કરને ત્યાંથી આ વીર પુરુષનો માર ખાઇ પાછું ફરવું પડયું હતું. ડાર્ડેનલ્સમાં કમાલે પોતાની અપાર બહાદુરી બતાવી આપી હતી. લિમન વૉન સેન્ડર્સની તુર્કી ફોજના અધિનાયકરૂપે કમાલે પેલેસ્તાઇનમાં

પણ તરુણ તુર્કીનું પરાક્રમ દર્શાવી આપ્યું હતું. અંગ્રેજોએ ગાલીપોલી પર હલ્લો કર્યો ત્યારે કમાલે તેઓનું ગુમાન સારી પેઠે ઉતાર્યું હતું. કુટ-અલ-અમારા આગળ જનરલ ટાઉનશેન્ડને અંગ્રેજી સૈન્ય સાથે કેદ કરી તેણે તુર્કસ્તાનનું માન જાળવ્યું હતું. પરંતુ અનવર પાશાએ ઇર્ષ્યાવિશ થઇ તેના વીરત્વની આ વાતો જનમંડળમાં ફેલાવા દીધી નહોતી. વળી તેની જનપ્રિયતા ચાલુ સરકારને વિપત્તિમાં નાખે એ ખાતર તેને દૂરના પ્રદેશમાં કામ કરવા મોકલવામાં આવ્યો.

લડાઇ ખતમ થઇ એટલે અનવર વગેરે "તરુણ તુર્કો"ના નેતાઓ જીવ લઇ દેશ તજી નાઠા. કમાલ પાશાને વૉન સેન્ડર્સના હાથમાંથી સેનાપતિપણું લેવું પડ્યું. યુદ્ધવિરામની શરત મુજબ તેના ઉપર જવાબદારી આવી પડી કે તુર્કો પાસે જેટલો યુદ્ધ સરંજામ હોય તે બધો આદાનામાં લાવી એકત્ર કરવો અને મિત્રરાજ્યોને સોંપી દેવો. લડાઇની સામગ્રી એકત્ર તો કરવામાં આવી, પરંતુ કમાલ પાશા જાતિનું માન શત્રુના હાથમાં સોંપી શક્યો નહિ. લડાઇના અવસાન બાદ સૈન્ય અને સામગ્રી સાથે તે એનેટોલિયા તરફ ધસ્યો અને ફ્રેન્ચોને એ દેશમાંથી હાંકી કાઢ્યા.

આ સંબંધની તુર્કીની જીવનકથા રાષ્ટ્રનેતા કમાલ પાશાના મુખના શબ્દોથી લખીએ તો ઠીક પડશે. ઇ. સ. ૧૯૨૭ના અકટોબરમાં તુર્કીની જાતીય પરિષદ સમક્ષ કમાલે ૭ દિવસ સુધી નવીન તુર્કસ્તાનની જન્મકથા વિસ્તારથી કહી હતી, તેનો સાર અમે નીચે ઉતારીએ છીએ.

"ઇ. સ. ૧૯૧૯, ૧૯મી મેને રોજ મેં સેમસુન આગળ આવી જોયું કે રાષ્ટ્રીય સૈન્ય વિખરાઇ ગયું છે, લડાઇથી દેશ કંટાળી ગયો છે, દુકાળ અને અનાહારથી લોકો મરવા પડ્યા છે, યુદ્ધવિરામની કઠણ શરતોથી દેશની શક્તિ અને સર્વસ્વ લુપ્ત થઇ ગયું છે, નેતાઓ

જીવ લઇ નાઠા છે. સુલતાનપદ અને ખિલાફત ગુમાવવાની બીકે દુર્બળ અને મનુષ્યત્વહીન સુલતાન, જાતિને અપમાનજનક કોઇ પણ જાતના સંધિપત્ર પર સહી કરવાને તૈયાર છે. મંત્રીસભા ઉપર કોઇને શ્રદ્ધા નથી. બધા સમજી ગયા હતા કે વિદેશીઓએ ઓટોમન સામ્રાજ્ય તોડી પાડવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી છે, એ પ્રતિજ્ઞા કોઇથી અટકાવી શકાય તેમ નથી. એવો કોઇ નાયક નહોતો કે જે સૈન્યની આગેવાની લે. હોશિયાર અમલદારો લડાઇના ખપ્પરમાં હોમાઇ ચૂકયા હતા. જેઓ બાકી હતા તેઓમાં એટલું વિચારવાની શક્તિ નહોતી કે સુલતાન રાષ્ટ્રનો સ્વાર્થ પરદેશી પ્રજાના હાથમાં વેચવા તૈયાર થયો છે. તેઓ વિચારી પણ શકતા નહોતા કે સુલતાન અને ખલિફા સિવાય બીજી કોઇ રીતે રાજ્ય ચલાવી શકાય તેમ છે.”

“સૈન્ય તપાસવા માટે મને પૂર્વ એનેટોલિયામાં મોકલવામાં આવ્યો. સૈન્યના દિદાર જોઇ મેં દેશની દુર્દશા પ્રત્યક્ષ અનુભવી. મારા બધા સંકલ્પો અને વિચારની દિશા તરત જ બદલાઇ ગઇ. હું અંતઃકરણપૂર્વક સમજ્યો કે ઓટોમન સામ્રાજ્ય, આ ખિલાફત અને સુલતાની શાસન કદી ચાલી શકે તેમ નથી. તુર્ક જાતિને કેંદ્રસ્થ કરી એક સ્વતંત્ર નવું રાજ્ય સ્થાપવું જ પડશે. સેમસુનમાં પગલું મૂકતાં જ મેં આ વિચાર અમલમાં મૂકવાની તૈયારી કરવા માંડી.”

“કાર્ય સહેલું નહોતું. પ્રજાને બોલાવી કહેવામાં આવ્યું કે “બંડ ઉઠાવો !” બળવો કોની સામે કરવો ? ઓટોમન શાસન વિરુદ્ધ, ખલિફા વિરુદ્ધ, મુસલમાન ધર્મ વિરુદ્ધ. હું ખૂબ સમજી ગયો હતો કે સમાજને જૂદી રીતે જ ઘડવી પડશે. તુર્કી રાષ્ટ્રીયત્વને નવીન ભાવોની દીક્ષા આપવી પડશે. સાહસ મોટું હતું—પરંતુ તે સિવાય બીજો રસ્તો નહોતો ?”

"મને પહેલો વિચાર એ આવ્યો કે આ મહા કાર્યનું સમર્થન જાતિના પ્રતિનિધિઓએ કરવું જોઇએ. તેથી ઇ. સ. ૧૯૧૯ના જુનની એકવીશમી તારીખ પહેલાં અર્જરૂમમાં એક કોંગ્રેસ બોલાવવામાં આવી. બ્રિટિશ એલચીની સલાહથી તુર્ક સરકારે મને રાજધાનીમાં પાછા ફરવાનો હુકમ મોકલ્યો. મેં એ હુકમ માન્યો નહિ. ૮મી જુલાઇએ સુલતાને પોતે મને બરતરફ કર્યો. ૨૩મી જુલાઇએ કોંગ્રેસની બેઠક શરુ થઇ. ચૌદ દિવસના વાદવિવાદ પછી નક્કી થયું કે વિદેશીઓનું આધિપત્ય હવે સહન થાય તેમ નથી. સુલતાન જો આ સિદ્ધાંત ન માને તો રાષ્ટ્રીય શાસનતંત્ર ગોઠવી દેશનું માન જાળવવા માટે યોગ્ય તૈયારીઓ કરવી. જરૂર પડે તો ઇસ્તંબુલની સરકારને હાંકી કાઢવી. આથી સૌ પહેલાં એક રાષ્ટ્રીય શાસન પરિષદ ઘડવાની જરૂર લાગી. પૃથ્વીનાં બધાં રાષ્ટ્રોને મેં આ વિચાર જણાવી દીધો. ઇસ્તંબુલના વડા વજીરને પણ આ સમાચાર મળ્યા."

"૪થી સપ્ટેમ્બરની સિવાર્સ કોંગ્રેસની બેઠકમાં પણ આ એકજ સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો. વળી મેં જુદાજુદા દેશોને આ વિચાર જણાવ્યો અને સુલતાનને વિનંતી કરી કે અવિશ્વાસુ વજીર દામાદ ફરિદને હાંકી કાઢી દેશની આકાંક્ષા તરફ કાન માંડો તો સારું. પરંતુ ઇસ્તંબુલની તાર ઓફિસમાંથી દામાદ ફરિદે આ તાર પાછો મોકલ્યો."

"જાતીય શાસન પરિષદને બોલાવ્યા સિવાય હવે એકે આરો રહ્યો નહિ. સમય થોડો હતો. સુલતાન એમ કહેતો હતો ખરો કે પરિષદ બોલાવીશું, પરંતુ હજુ સુધી તેણે એ સંબંધમાં કોઇ પણ જાતનાં પગલાં લીધાં નહોતાં. ૧૪મી સપ્ટેમ્બરે મેં ભવિષ્યની પરિષદની સૂચી તૈયાર કરી સુલતાનને જણાવ્યું કે હવે સિવાર્સની કોંગ્રેસ પોતાને દેશની કાયદેસર શાસન શક્તિ તરીકે જાહેર કરશે. આ સંબંધમાં

સુલતાનને કંઇ કહેવું હોય તો કહી શકે છે. સુલતાન ડરી ગયો. તેણે સમાધાનીના સંદેશા ચલાવ્યા. ૧૭ મી સપ્ટેમ્બરે આખી રાત તાર ઑફિસમાં બેસી રહી આઠ કલાક સુધી મેં વાતચીત ચલાવી. મેં શરતો મૂકી કે રાષ્ટ્રના સ્વાર્થને જરાપણ ઇજા થવી જોઇએ નહિ, દામાદ ફરિદને વજીર પદ પરથી બરતરફ કરવો, સુલતાને રાષ્ટ્રના ઠરાવો માન્ય રાખવા. ત્રણ દિવસ બાદ દામાદ ફરિદને રજા આપવામાં આવી. નવા વજીર અલી રિશાદ પાશા સાથે સમાધાનીના સંદેશા ચાલવા લાગ્યા. નક્કી થયું કે મિત્રરાજ્યો સાથે સંધિ કર્યા પહેલાં પરિષદ બોલાવવામાં આવશે. રિશાદ પાશાએ આ વચનમાંથી છટકવા બહુ ફાંફાં માર્યાં પણ તે તેમ કરી શક્યો નહિ. છેવટે પરિષદના પ્રતિનિધિઓની ચુંટણી માટે તૈયારીઓ થવા લાગી. ઇ. સ ૧૯૨૦ ના જાન્યુઆરીમાં નવી પરિષદની બેઠક મળી. પરિષદના ઘણાખરા સભ્યો આપણા રાષ્ટ્રીય દળના હતા. આ બેઠકમાં અમે કેટલાક સભ્યોએ મળી એક રાષ્ટ્રીય કરાર (National pact) પર સહી કરી. તેમાં નક્કી કરવામાં આવ્યું કે વિદેશીઓનું આધિપત્ય કોઇ પણ રીતે સહન કરવું નહિ. આ સાંભળી મિત્રરાજ્યો ચમક્યાં. ૨૬ મી માર્ચે તેઓએ કોન્સ્ટાન્ટિનોપલનો કબ્જો લીધો. તેઓની સલાહ મુજબ બાયલા સુલતાને રાષ્ટ્રીય શાસન પરિષદ બરખાસ્ત કરી અને જાહેર કર્યું કે એ પરિષદના રાષ્ટ્રીય પક્ષના સભાસદો ધર્મદ્રોહી ને રાજદ્રોહી છે. અંગ્રેજોએ ઇસ્તંબુલ લીધું તે સાથે સ્થિતિ એવી ભયંકર થઇ ચૂકી કે મંત્રીસભાને બરખાસ્ત થવાની ફરજ પડી (એપ્રીલ, ૧૯૨૦). આ તકનો લાભ લઇ મેં એનેટોલિયામાં મને પોતાને વડા વજીર (Grand Vazier) તરિકે જાહેર કર્યો. રાષ્ટ્રીય પક્ષના સભાસદોએ અંગોરામાં એકત્ર થઇ જાહેર કર્યું કે તેઓજ તુર્ક જાતિના પ્રતિનિધિ છે, માટે રાષ્ટ્રના ખરા માલીક છે. ૧૦મી ઓગસ્ટે સુલતાને સેવર્સની તિરસ્કારવા લાયક સંધિ

પર સહી કરી. પરંતુ આપણે અંગોરામાં એ કરારનામું નાકબૂલ કર્યું. વીશ દિવસના નિષ્ફળ પ્રયત્ન પછી મિત્રરાજ્યોએ અંગોરા જીતવાની આશા છોડી દીધી. સૈન્યબળ ને શક્તિ એકત્ર કરી આપણે સ્મર્ના, પૂર્વ થ્રેસ અને એનેટોલિયામાંથી ગ્રીકોને હાંકી કાઢ્યા. આપણા તરફથી યુસફ કમાલ બેએ મોસ્કો જઇ (માર્ચ ૧૯૨૧) સોવિયેટ તંત્ર સાથે મિત્રતા બાંધી. એ દરમિયાન ફેબ્રુઆરી અને માર્ચમાં લંડન કોન્ફરન્સમાં ઇટાલી અને ફ્રેંચો સાથે સંધિ કરી આપણે સાઇલિશિયા અને ઉત્તર સિરિયાના રેલ્વે માર્ગ પાછા મેળવ્યા અને તે સાથે જ મિત્રરાજ્યોની મિત્રતા પણ તૂટી ગઇ. આથી આપણી અને ગ્રીકો વચ્ચેની લડાઇમાં અંગ્રેજો તટસ્થ રહ્યા. આપણા પક્ષમાં તે વખતે એક લાખથી વધારે વીરો દેશને ખાતર લોહી રેડવા તૈયાર હતા. આ વીરોએ અપાર જુસ્સાથી ગ્રીકો પર એવો હુમલો કર્યો કે તેઓને એશિયા માઇનોર છોડી દેવાની જરૂર પડી. ગ્રીકોના પરાજય સાથે સ્મર્ના આપણા હાથમાં આવ્યું. હવે એવી સ્થિતિ થઇ પડી કે મિત્રરાજ્યો સાથે લડવું પડે એવા સંભવો ઉભા થયા. પરંતુ તેઓએ એક કોન્ફરન્સ બોલાવી [ ઇ. સ. ૧૯૨૨, ૩જી ઓકટોબર ] આપણામાંના અગિયાર માણસો અંગોરા પ્રતિનિધિ બેઠકમાં એકત્ર થયા. તેઓએ પોતાના તરફથી ઇસમત પાશાને નવીન તુર્કસ્તાનની માગણીઓ રજૂ કરવા લોઝાંમાં મોકલ્યો. [ ઇ. સ. ૧૯૨૨, જુલાઇની ૧૪મી. ]"

ગ્રીક વિજય ખાતર રાષ્ટ્રે પોતાના તારણહાર મુસ્તફા કમાલને "ગાજી"ની પદવી આપી. ઇ. સ. ૧૯૨૩ના ઓકટોબરની ૨૯મીએ રાષ્ટ્રીય પરિષદે તુર્ક પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી, ગાજી મુસ્તફા કમાલ પાશાને તેનો પહેલો પ્રમુખ બનાવ્યો. તે પછી પાંચ માસે (માર્ચ, ૧૯૨૪) કમાલે ખિલાફત રદ કરી.

તે અરસામાં સુલતાની અમલનો અંતિમ શ્વાસ ઘુંટાતો હતો. અંગોરાની રાષ્ટ્રીય પરિષદે (૧લી નવેંબર, ૧૯૨૩) સુલતાન પદ સાથે ઓટોમન સામ્રાજ્યને પણ દુનિયામાંથી ભૂસી નાખ્યું. સુલતાન પાંચમો મહમ્મદ અંગ્રેજી વહાણ પર ચઢી પલાયન કરી ગયો. ઓટોમન રાજ-વંશને હમેશને માટે તુર્કસ્તાનમાંથી દેશનિકાલ કરવામાં આવ્યો. ત્યાર-બાદ ત્રણ દિવસ પછી તાફત પાશાએ ઇસ્તંબુલનું શાસનયંત્ર પ્રજા-સત્તાક તંત્રના આશરા નીચે કબજે કર્યું.

રાષ્ટ્રીય સ્વાધીનતા સંગ્રામ સંપૂર્ણ થયો ત્યારે કમાલની ઉંમર ચાળીસ વર્ષની હતી. અત્યાર સુધી દેશ સિવાય તેને બીજી કોઇ પણ જાતની વ્યક્તિગત ચિંતા નહોતી. વિજયી વીર રૂપે જે દિવસે કમાલે સ્મર્નામાં પગ મૂક્યો, તે દિવસે ત્યાંના એક પૈસાદાર વેપારીએ પોતાની પુત્રી સાથે તેને અભિનંદન આપ્યું. કમાલને લતિફાના અતિથિ તરીકે રહેવું પડયું. લતિફાના પિતાએ આ તકનો લાભ લઇ પોતાની પુત્રી અતિથિને કન્યાદાનમાં આપી. આ લગ્ન પ્રસંગે પિતાએ પોતાની દીકરીને સાડીઓગણીસ લાખ રૂપીઆ કરિયાવરમાં આપ્યા. લતિફા ઘણાં વર્ષો યુરોપમાં, ખાસ કરીને ઇંગ્લાંડમાં રહી હતી અને કેળવાઇ હતી. લગ્ન પછી તુર્ક સ્ત્રીઓને જાગ્રત કરવાના પતિના મહાન કાર્યમાં તેણે ભાગ લેવા માંડયો. પરંતુ ઇ. સ. ૧૯૨૫ના ઑગસ્ટમાં કમાલની સાથે તેને મતભેદ પડ્યા અને લગ્ન તૂટયું, છૂટાછેડા થઇ ગયા.

મુસ્તફા કમાલે દેશની સ્વાધીનતાનું રક્ષણ કર્યું છે ખરું, પરંતુ તેની સાથેનો અનવર પાશાના પક્ષનો જુનો વિરોધ હજુ શાંત થયો નથી. તુર્કસ્તાનમાં આજે પણ બે પક્ષ છે. એક પક્ષ તે કમાલની પોપ્યુલર પાર્ટિ અને બીજો પક્ષ તે અનવરની યુનિયન એન્ડ પ્રોગ્રેસ પાર્ટિ. બીજો પક્ષ સીધી કે આડકતરી રીતે કમાલને આ દુનિયામાંથી

પર સહી કરી. પરંતુ આપણે અંગોરામાં એ કરારનામું નાકબૂલ કર્યું. વીશ દિવસના નિષ્ફળ પ્રયત્ન પછી મિત્રરાજ્યોએ અંગોરા જીતવાની આશા છોડી દીધી. સૈન્યબળ ને શક્તિ એકત્ર કરી આપણે સ્મર્ના, પૂર્વ થ્રેસ અને એનેટોલિયામાંથી ગ્રીકોને હાંકી કાઢ્યા. આપણા તરફથી યુસફ કમાલ બેએ મોસ્કો જઇ (માર્ચ ૧૯૨૧) સોવિયેટ તંત્ર સાથે મિત્રતા બાંધી. એ દરમિયાન ફેબ્રુઆરી અને માર્ચમાં લંડન કોન્ફરન્સમાં ઇટાલી અને ફ્રેંચો સાથે સંધિ કરી આપણે સાઇલિશિયા અને ઉત્તર સિરિયાના રેલ્વે માર્ગ પાછા મેળવ્યા અને તે સાથે જ મિત્રરાજ્યોની મિત્રતા પણ તૂટી ગઇ. આથી આપણી અને ગ્રીકો વચ્ચેની લડાઇમાં અંગ્રેજો તટસ્થ રહ્યા. આપણા પક્ષમાં તે વખતે એક લાખથી વધારે વીરો દેશને ખાતર લોહી રેડવા તૈયાર હતા. આ વીરોએ અપાર જુસ્સાથી ગ્રીકો પર એવો હુમલો કર્યો કે તેઓને એશિયા માઇનોર છોડી દેવાની જરૂર પડી. ગ્રીકોના પરાજય સાથે સ્મર્ના આપણા હાથમાં આવ્યું. હવે એવી સ્થિતિ થઇ પડી કે મિત્રરાજ્યો સાથે લડવું પડે એવા સંભવો ઉભા થયા. પરંતુ તેઓએ એક કોન્ફરન્સ બોલાવી [ઇ. સ. ૧૯૨૨, ૩જી ઓકટોબર] આપણામાંના અગિયાર માણસો અંગોરા પ્રતિનિધિ બેઠકમાં એકત્ર થયા. તેઓએ પોતાના તરફથી ઇસમત પાશાને નવીન તુર્કસ્તાનની માગણીઓ રજૂ કરવા લોઝાંમાં મોકલ્યો. [ઇ. સ. ૧૯૨૨, જુલાઇની ૧૪મી.]"

ગ્રીક વિજય ખાતર રાષ્ટ્રે પોતાના તારણહાર મુસ્તફા કમાલને "ગાઝી"ની પદવી આપી. ઇ. સ. ૧૯૨૩ના ઓકટોબરની ૨૯મીએ રાષ્ટ્રીય પરિષદે તુર્ક પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી, ગાઝી મુસ્તફા કમાલ પાશાને તેનો પહેલો પ્રમુખ બનાવ્યો. તે પછી પાંચ માસે (માર્ચ, ૧૯૨૪) કમાલે ખિલાફત રદ કરી.

તે અરસામાં સુલતાની અમલનો અંતિમ શ્વાસ ઘુંટાતો હતો. અંગોરાની રાષ્ટ્રીય પરિષદે (૧લી નવેંબર, ૧૯૨૩) સુલતાન પદ સાથે ઓટોમન સામ્રાજ્યને પણ દુનિયામાંથી ભૂસી નાખ્યું. સુલતાન પાંચમો મહમ્મદ અંગ્રેજી વહાણ પર ચઢી પલાયન કરી ગયો. ઓટોમન રાજ-વંશને હમેશને માટે તુર્કસ્તાનમાંથી દેશનિકાલ કરવામાં આવ્યો. ત્યાર-બાદ ત્રણ દિવસ પછી તાફત પાશાએ ઇસ્તંબુલનું શાસનયંત્ર પ્રજા-સત્તાક તંત્રના આશરા નીચે કબજે કર્યું.

રાષ્ટ્રીય સ્વાધીનતા સંગ્રામ સંપૂર્ણ થયો ત્યારે કમાલની ઉંમર ચાળીસ વર્ષની હતી. અત્યાર સુધી દેશ સિવાય તેને બીજી કોઇ પણ જાતની વ્યક્તિગત ચિંતા નહોતી. વિજયી વીર રૂપે જે દિવસે કમાલે સ્મર્નામાં પગ મૂક્યો, તે દિવસે ત્યાંના એક પૈસાદાર વેપારીએ પોતાની પુત્રી સાથે તેને અભિનંદન આપ્યું. કમાલને લતિફાના અતિથિ તરીકે રહેવું પડયું. લતિફાના પિતાએ આ તકનો લાભ લઇ પોતાની પુત્રી અતિથિને કન્યાદાનમાં આપી. આ લગ્ન પ્રસંગે પિતાએ પોતાની દીકરીને સાડીઓગણીસ લાખ રૂપીઆ કરિયાવરમાં આપ્યા. લતિફા ઘણાં વર્ષો યુરોપમાં, ખાસ કરીને ઇંગ્લાંડમાં રહી હતી અને કેળવાઇ હતી. લગ્ન પછી તુર્ક સ્ત્રીઓને જાગ્રત કરવાના પતિના મહાન કાર્યમાં તેણે ભાગ લેવા માંડયો. પરંતુ ઇ. સ. ૧૯૨૫ના ઑગસ્ટમાં કમાલની સાથે તેને મતભેદ પડ્યા અને લગ્ન તૂટયું, છૂટાછેડા થઇ ગયા.

મુસ્તફા કમાલે દેશની સ્વાધીનતાનું રક્ષણ કર્યું છે ખરું, પરંતુ તેની સાથેનો અનવર પાશાના પક્ષનો જુનો વિરોધ હજુ શાંત થયો નથી. તુર્કસ્તાનમાં આજે પણ બે પક્ષ છે. એક પક્ષ તે કમાલની પોપ્યુલર પાર્ટિ અને બીજો પક્ષ તે અનવરની યુનિયન એન્ડ પ્રોગ્રેસ પાર્ટિ. બીજો પક્ષ સીધી કે આડકતરી રીતે કમાલને આ દુનિયામાંથી

રવાના કરી દેવા માટે કેટલાય પ્રયત્નો કરે છે. જ્યારે અનવર પાશા, તાલાત પાશા અને બીજા તરુણ તુર્ક નેતા મહાયુદ્ધ પુરું થયા બાદ તુર્કસ્તાનમાંથી નાસી ગયા ત્યારે પોતાના પક્ષની સમૃદ્ધિ "દશ લાખની પેટી" (Million chest) સંપૂર્ણ કે આંશિક રૂપે સ્વિટ્ઝર્લાંડમાં ખસેડી ગયા હતા. આ પક્ષનું કેંદ્ર તે વખતે બર્લિનમાં હતું. તેથી સામાન્ય રીતે એવી ધારણા હતી કે જર્મનીમાં આ બધું ભંડોળ લઇ જવામાં આવ્યું છે. આ ભંડોળમાં લગભગ વીશ લાખ પૌંડ હતા. તેમાંથી પક્ષના દેશનિકાલ થએલા કેદીઓનું અને તેનાં સગાંસંબંધીઓનું ભરણપોષણ કરવામાં આવતું, પક્ષનું પ્રચારકાર્ય થતું અને આ પૈસાની મદદથી જ અનવર બોલ્શેવિકોની વિરુદ્ધ તાતાર દેશના શાસનકર્તાઓને મદદ કરતો એવું પણ સાંભળવામાં આવતું હતું. [ The daily telegraph–July 24, 1926. ] એવું પણ કહેવાતું હતું કે આ પૈસા દ્વારા મારાઓ ઉભા કરી મુસ્તફા કમાલનો જાન લેવાનાં પણ કાવત્રાં રચાતાં હતાં. સ્મર્નાના કાવતરા પછી કોન્સ્ટાન્ટિનોપલમાં એક વિશાળ કાવતરું પકડાયું. (ઑગસ્ટ, ૧૯૨૬) કાવતરામાં ખજાનાનો પ્રધાન જાબિદ બે, કેળવણીનો પ્રધાન ડૉ. નાઝિમ બે અને મહાસભાનો સભાસદ હિલમિ બે ભળ્યા હતા. જાબિદ બેની ઇચ્છા હતી કે પોતાના નવા સ્થાપેલા પ્રોગેસિવ પક્ષના લોક દ્વારા દેશનું રાજતંત્ર ચલાવવું, પણ એ ઇચ્છા પાર પડી નહિ. ૨૬મી ઓગસ્ટે કમાલે આ જાતિદ્રોહીઓને માટે ફાંસીની શિક્ષા મંજૂર કરી. આ પ્રમાણે બીજાં પણ કેટલાંય કાવતરાં પકડાયાં હતાં. હાલમાં જાણવામાં આવ્યું છે કે એક આર્મિનિયન દંતવૈદ્યની ઓફિસમાં રચાએલું કાવતરું પકડાયું છે. એ કાવતરામાં કેદરી હાનુમ નામની સ્ત્રી પણ જોડાએલી છે. કાવતરાખોરોની એક ગુપ્ત સભામાં આ સ્ત્રીએ જાહેર કર્યું હતું કે "જો મને પિસ્તોલ નહિ મળે તો એકાદ સોય વડે પણ હું મારું કામ પુરું કરીશ."

વારંવાર આવાં કાવતરાં પકડાઇ જવાથી સામાન્ય પ્રજા એમ માનતી થઇ છે કે ગાજી મુસ્તફા પાશા અલૌકિક શક્તિવાળો છે. આવી જ ધારણાને વશીભૂત થઇ અંગોરાની મંત્રીસભાના ન્યાયખાતાના મંત્રી મામુદ એસાદ બેએ કહ્યું હતું કે "આપણી જાતિના તારણહાર મહામાન્ય ગાજી ખરેખર 'ઇતિહાસના શ્રેષ્ઠ સંતાન છે.' પૃથ્વી બે હજાર વર્ષથી તેના આવિર્ભાવની રાહ જોતી હતી. ગાજીના પવિત્ર અંગ વિરુદ્ધનાં સર્વ પ્રકારનાં કાવતરાં અને આક્રમણો વ્યર્થ ગયાં છે અને વ્યર્થ જશે."

મુસોલિનીની માફક મુસ્તફા કમાલનાં પણ એક જ વચનો છે કે 'વિશ્રાંતિ લેતાં હું આળસુ બની જાઉં છું.' [When I rest, I rust] તેના વ્યક્તિત્વમાં એકાદ લોખંડી ચારિત્ર અને અચલ સંકલ્પના ઇસારા સર્વદા મળી આવે છે. આંટીઘૂંટીવાળી કૂટનીતિનાં છળકપટમાં તે પાવરધો નથી, વિપત્તિના કાંટાથી ભરેલા રસ્તા પર કુશળતાથી ફરવાનું તેને બહુ આવડતું નથી, માત્ર એટલું જ તે જાણે છે કે આ આ કાંટા દૂર કરવા માટે કોઇ પણ જાતનો કાવાદાવાવાળો રસ્તો સ્વીકારવા કરતાં સીધો, સરળ અને ખુલ્લો રસ્તો પસંદ કરવો. ઘણા-ખરાને આ નીતિના અંતરભાગમાં ભયની ગંધ આવ્યા કરે છે.[૧]

શારીરિક આકાર અને બાંધા ઉપરથી કમાલ આપણને લોર્ડ કિચનરને યાદ કરાવે છે. તે લાંબો છે, કદાવર છે, બહારથી લોખંડી પહેલવાન જેવો જણાય છે. ધનુષ્યના જેવી વાંકી ગાઢ કાળી ભમરો

૧. "In this policy he is animated by a Curious fear Complex. He lives in dread of assassination." Isaac F. Marcosson in "The Saturday Evening Post." January 20, 1929.

નીચે અતિ તેજસ્વી બે નયનો કમાલના વ્યક્તિત્વને ઓળખાવે છે. તેની સમક્ષ ઉભા રહી જૂઠું બોલવાની કોઇની તાકાત નથી. જૂઠાણાના બાહ્ય આવરણને ભેદી તેનાં તેજસ્વી નયન અંતરની વાત જાણી શકે છે. ઇટાલીના મુસોલિનીની માફક કમાલના હસ્તાક્ષરમાં તેનું ચરિત્ર પ્રગટ થાય છે. એક તરફથી વાતચીત થાય છે, મનમાં બીજા વિચારો ચાલે છે અને હાથ પોતાનું કામ સરળભાવે અટકયા વગર કર્યે જાય છે. લેખણ આવી દશામાં પણ તેને જે કંઇ લખવાનું હોય છે તે ભૂલચૂક વગર લખ્યે જાય છે.

અતિશય પરિશ્રમને અંગે હાલમાં કમાલનું આરોગ્ય અમુક અંશે બગડયું લાગે છે. ઇ. સ. ૧૯૨૮ના ફેબ્રુઆરી માસમાં તે રસ્તામાં મૂર્છા ખાઇ પડ્યો હતો. લગભગ પચીસ વર્ષની સખ્ત મહેનતને અંતે આજે જાણે વિશ્રાંતિ લેવાનો સમય આવ્યો હોય તેવો ભાસ થાય છે. દેશના આ એકનિષ્ટ સાધકે પોતાના વ્યક્તિગત સુખ પ્રત્યે અત્યાર સુધી લક્ષ આપ્યું જ નથી. જ્યારે જ્યારે તેને સુખની પ્રાપ્તિ થઇ ત્યારે ત્યારે તેની માથે કન્ટકમય વેદના પણ પ્રાપ્ત થઇ છે. કમાલ સન્યાસી છે. બીજી વાર લગ્ન કર્યા છતાં તેનું ગૃહસ્થ જીવન હજુ અસિદ્ધ રહ્યું છે. તેથી મુસ્તફા આજે "કાયા" પ્રાસાદના એક અતિ નિર્જન સ્થાનમાં અત્યંત એકાંત સ્થળે રહે છે. તેની સાથે મુલાકાત લેવાનું પણ આજકાલ મુશ્કેલ થઇ પડયું છે. પોતાના દેશને દુનિયા સાથે આગળ કુચ કદમ કરતો રાખવા માટે તે નિર્લિપ્ત કર્મયોગીની માફક બધા કાર્યમાં અગ્રેસર થાય છે. પરંતુ એ સમગ્ર કર્મમાં જાણે વિદાય સૂર ગાજી રહે છે કે

"અબ શિવ પાર કરો મેરા નૈયા"

## પ્રકરણ ૩ જું

### દેશ પરદેશ

કોઇ પણ જાતિની પરદેશ નીતિ જાણ્યા પહેલા તેની આંતરિક અવસ્થા જાણી લેવાની જરૂર છે. વિશ્વની રાજનૈતિક આબોહવા અને અવસ્થા જેમ જાતિની આંતરિક સ્થિતિ ઉપર અસર કરે છે, તેમ પરદેશનીતિ પણ દેશની આંતરિક અવસ્થાની ગતિ નિયમમાં રાખે છે. નવીન તુર્કસ્તાનની પરદેશનીતિ તેની આંતરિક અવસ્થાનો વિકાસ માત્ર છે. જુદા જુદા દેશો આ તરુણ પ્રજાસત્તાક સાથે કઇ જાતનું આચરણ કરે છે અને કરશે એ પરથીજ આપણે તેની ખરી ઓળખાણ પ્રાપ્ત કરી શકશું.

તુર્કીને યુરોપમાંથી હાંકી કાઢી, તેની એશિયા, યુરોપને આફ્રિકામાં આવેલી જમીન નાના પ્રકારના છલબલકોશલથી પોતાની વચ્ચે વહેંચી લેવી એવા વિચારો લગભગ એક સૈકા સુધી પાશ્ચાત્ય જાતિઓએ પોષ્યા હતા. પરંતુ એ વહેંચણી કઇ રીતે કરવી એ પ્રશ્ન ઉકેલતાં એવી ઇર્ષ્યા પ્રગટ થઇ કે તેઓના આ પરોપકારી હેતુ પાર પડ્યા નહિ. તુર્કસ્તાનના દેશપ્રેમી લોકો પરદેશીઓની આ મતલબ જાણી ગયા અને તેથી તેઓએ નિશ્ચય કર્યો હતો કે દેશને એવો શક્તિમાન બનાવવો કે તેથી એ બધી જાતિઓના હલ્લા આગળ ટકી શકે. આ કાર્ય પાર

પાડવા માટે દેશની આંતરિક સ્થિતિ મૂળમાંથી ફેરવી નાખવાની જરૂરિયાત ઉભી થઇ. અને આ જરૂરિયાતને અંગે જ ' તરુણ તુર્કો 'નો સંઘ ઉત્પન્ન થયો. જુદી જુદી જાતનાં વિપ્લવી મંડળો પણ આ વિચારને અંગેજ ઉભાં થયાં હતાં. આથી એ વાત સ્પષ્ટતાથી કહી શકાય કે નવીન તુર્કસ્તાનની આગેવાની નીચે આ વિપ્લવી ચળવળ તુર્કસ્તાનના આત્મરક્ષણ માટેજ હતી. એ ચળવળ દેશની રાષ્ટ્રીયતાનું પુનર્ગઠન કરવા અને જગતમાં તેને માનનીય સ્થાન અપાવવા મથતી હતી.

પરંતુ સર્વ દેશમાં અને સર્વ કાળમાં યૌવનને દબાવવામાં આવ્યું છે. તુર્કસ્તાનને પણ દબાવવામાં આવ્યું. સુલતાન અબ્દુલ હમીદની પરદેશનીતિ એ હતી કે 'નવીન તુર્કસ્તાન'ની ચળવળને નષ્ટ કરી પોતાનું સ્વેચ્છાચારી તંત્ર સુરક્ષિત રાખવું. તેથી જ તે ઇચ્છતો હતો કે ૧. યુરોપ, એશિયા અને આફ્રિકામાં આવેલા તુર્કસત્તા નીચેના દેશોમાં અને દુનિયામાં સર્વત્ર એક અખિલ ઇસ્લામી ચળવળનું [ Pan Islamic Movement ] સમર્થન કરવું; ૨. પશ્ચિમની સત્તાઓ વચ્ચેની પરસ્પરની ઇર્ષ્યાનો લાભ લેવો; ૩. જર્મનીની મદદથી દેશમાં મહાશક્તિમાન સૈન્ય પેદા કરવા માટે દેશમાં જર્મનીને સ્થાન આપવું. આ નીતિ કામચલાઉ સફળ નીવડે પણ તેનાં પરિણામ સ્થાયી બની શકે નહિ.

અબ્દુલ હમીદને નસાડી મૂક્યા પછી નવીન તુર્કસ્તાને જ્યારે પોતાનો કારોબાર પોતાના હાથમાં લીધો ત્યારે આંતરિક સુધારા થયા, છતાં પરદેશનીતિની બાબતમાં તો તેને અબ્દુલ હમીદની નીતિની ત્રણે કલમો ચાલુ રાખવાની જરૂર પડી છે.

પશ્ચિમની સત્તાઓ નવીન તુર્કસ્તાન સાથે આજે બાહ્ય સહાનુભૂતિ બતાવે છે, છતાં અંતઃકરણમાં તો મજબૂત તુર્ક રાજ્યથી સદા બીતી

રહે છે. તેથી જ તેઓએ તરુણ જાતિના નવા ઉદ્યમથી બી જઇ તુર્કસ્તાન પર હલ્લો કર્યો હતો. બોસનિયા અને હર્જગોવિના પ્રાંતો પડાવી લીધા હતા. બર્લિનની સંધિને (ઇ. સ. ૧૮૭૮) રદ કરી તુર્કો ઇટાલિયન અને બાલ્કન યુદ્ધ ઉભાં કર્યાં હતાં. જોતજોતામાં આફ્રિકા અને યુરોપમાંથી તુર્કસ્તાનની નિશાનીઓ લુપ્ત થઇ જવા લાગી હતી. તુર્કસ્તાનમાં, ખાસ કરીને એશિયાઇ તુર્કસ્તાનમાં જર્મનોનો પ્રભાવ વધુ પ્રમાણમાં જોઇ મહાયુદ્ધના ત્રણ મિત્રો દેશને પાંગળો બનાવવા માટે પ્રયત્નો કરવા લાગ્યા; નવીન તુર્કસ્તાનને તેઓએ સમજાવ્યું કે જર્મની કે ઓસ્ટ્રીઆ વિપત્તિના વખતમાં તેઓની સામે પણ નહિ જુએ.

મહાયુદ્ધની શરુઆતમાં પરદેશોના સંબંધમાં નવીન તુર્કસ્તાનની નીતિ એવી હતી કે ૧. પાશ્ચાત્ય સત્તાઓમાંની કોઇ કોઇ સત્તા સાથે તુર્કસ્તાને એવી મિત્રતા રાખવી કે જેથી દેશ પર હુમલો થાય ત્યારે તેની મદદ મળે અને એ મિત્રતાના પરિણામે વિશ્વની રાજનીતિ સાથે દેશનો સંબંધ ચાલુ રહે; ૨. આંતરિક અને શાસન સંસ્કાર સંબંધમાં સર્વ પ્રકારની અડચણો દૂર કરવી. કેવળ મુસ્લિમ દુનિયાના સમર્થન માટે નવીન તુર્કસ્તાને ઇસલામવાદને સંપૂર્ણ ટેકો આપ્યો.

સામાન્ય ધારણા એવી છે કે મહાયુદ્ધની શરુઆતમાં નવીન તુર્કસ્તાન જર્મનીની મિત્રતા ટકાવી રાખવા માગતું હતું. પણ એ વાત ખરી નથી. નવીન તુર્કસ્તાન કેવળ સ્વદેશનું સમર્થક હતું; અંગ્રેજ કે જર્મન કોઇને પણ તેણે વાસ્તવિક ટેકો આપ્યો નથી. જર્મની તરફ તેને જરા નજર કરવાની જરૂર એટલા માટે હતી કે તેની ભૌગોલિક અવસ્થા અને વિશ્વના બીજા દેશોની ભૌગોલિક અવસ્થા જોતાં તેને જણાયું હતું કે જર્મનીનો તુર્કસ્તાનમાં કશો સ્વાર્થ નથી. પરંતુ રશિયા સાથે મળી જઇ ઑસ્ટ્રિઆએ જ્યારે બોસનિયા ને હર્જગોવિના

પ્રાંતો કબજે કર્યા ત્યારે જર્મની કંઇ કરી શક્યું નહિ, મિત્ર રાજ્યોમાંનું ઇટાલી તુર્કસ્તાન પર કૂદી પડી, ટ્રિપોલી હજમ કરી ગયું ત્યારે જર્મની તેને અટકાવી શક્યું નહિ, તેથી તેના મિત્રતામાં સંદેહ પડવા લાગ્યો. હવે નવીન તુર્કસ્તાન મિત્રરાજ્યો સાથે ખાસ કરીને અંગ્રેજો અને ફ્રેંચો સાથે મિત્રતા કરવા તૈયાર થયું. પરંતુ જ્યારે તેઓને ખબર પડી કે તુર્કસ્તાનના પ્રદેશ પર અધિકાર સ્થાપવાની બાબતમાં અંગ્રેજ અને ફ્રેંચ સત્તાઓએ રશિયાને મદદ કરવાનું વચન આપ્યું છે ત્યારે તેને જર્મની સાથે ભળી મિત્રરાજ્યોની વિરુદ્ધ અખિલ મુસલમાન જેહાદ પોકારી. અંગ્રેજોએ તરત જ અરબ બંડખોરોને ટેકો આપ્યો. ફ્રેંચોએ સિરિયન પ્રજાને મદદ કરી. પોતાના આંતરિક ઝઘડાને પરિણામે જેહાદના વિષદંત ભાંગી પડ્યા. નવીન તુર્કસ્તાને હવે જોયું કે અખિલ ઇસ્લામવાદની મિથ્યાજાળ કરતાં સ્વદેશના રાજદ્વારી અને આર્થિક સ્વાર્થ શ્રેષ્ઠ છે. તે સમજી ગયું કે જડ ઇસલામ જગતની નિષ્ફળ સહાયતા કરતાં પાશ્ચાત્ય સત્તાઓની સહાયતા કીંમતી છે. આથી જ મુસ્તફા કમાલ પાશાની આગેવાની નીચે નવીન તુર્કસ્તાને વર્સેલ્સની સાંધને તુચ્છ ગણી ગ્રીક અને અંગ્રેજો વિરુદ્ધ રશિયા અને ફ્રેંચોનો ટેકો મેળવવાની તૈયારી કરી.

મહાયુદ્ધના નેતાઓ સાથે માનપૂર્વક સંધિ પ્રાપ્ત કરવા માટે તુર્કસ્તાનને જે ભયંકર પ્રયત્નો કરવા પડ્યા હતા તે બધા લોઝામાં સાર્થક થયા. [Treaty of loussain] ઇ. સ. ૧૯૨૨ ના નવેમ્બરમાં લોઝાંની સંધિની વાતચીત શરુ થઇ, ત્યારથી માંડીને માસોના માસો સુધી ઇસમત પાશાની આગેવાની નીચે નવીન તુર્કસ્તાનના પ્રતિનિધિઓ રાત દહાડો વિરોધીઓ સાથે જે સંગ્રામ ચલાવતા હતા તેની સાર્થકતા જ્યારે વિજેતાઓએ નવીન તુર્કસ્તાનની માગણી કબૂલ કરી ત્યારે થઇ. આ સંધિમાં મોટી અડચણ સુલતાને કરેલા દેવાની હતી. હવે

આ બધી અડચણો દૂર થઇ અને ઇ. સ. ૧૯૨૩ ના જુલાઇની ૨૩મી તારીખે સંધિપત્રમાં સહીઓ થઇ. આ સંધિને પરિણામે તુર્કસ્તાનની સરહદ નક્કી થઇ ગઇ; યુગોયુગથી પરદેશીઓ તુર્કસ્તાનની જે માગણી અને અધિકાર પગે કચરતા આવ્યા હતા, તેનો આ સંધિની રૂએ કંઇક ઉદ્ધાર થયો. શત્રુઓના ફાંદામાં પડી અત્યાર સુધી તુર્કો બંદીવાન હતા. સુલતાનોની મૂર્ખતાને લીધે વિદેશીઓ તુર્કસ્તાનમાં જે હકો ભોગવતા હતા તેને પરિણામે દેશ પાંગળો બની ગયો હતો. શિખંડી ગ્રીસને આગેવાન કરી યુરોપની બધી સત્તાઓ તુર્કસ્તાનને ગુલામ બનાવવાની ચેષ્ટા કરતી હતી. લોઝાંની સંધિથી આ પ્રયત્નો નિષ્ફળ ગયા. નવીન તુર્કસ્તાનને યુરોપીઅન રાજ્યો સાથે સમાન દરજ્જે ઊભા રહેવાનો હક્ક મળ્યો.

હવે નવીન તુર્કસ્તાનની પરદેશનીતિના ખાસ બે ઉદ્દેશ ઠર્યા:— [૧] સોવિયેટ રશિયા, અફઘાનિસ્તાન અને ઇરાન સાથે મિત્રતા જાળવી રાખવી; [૨] યુરોપની શ્રેષ્ઠ સત્તાઓ સાથે નિકટનો સંબંધ સ્થાપવો.

સોવિયેટ રશિયાની સાથે નવીન તુર્કસ્તાનને સંધિ થઇ ચૂકી છે. તેજ રીતે ઇરાન, અફઘાનિસ્તાન સાથે મિત્રતા સ્થપાઇ છે. એશિયા માઇનોરમાં ગ્રીકો સાથેના યુદ્ધમાં રશિયાએ તુર્કસ્તાનને આર્થિક અને લશ્કરી મદદ કરી હતી. દુનિયાનાં બધાં રાજ્યોમાં સૌથી પહેલાં બોલ્શેવિકોએ જ અંગોરામાં પોતાનો એલચી મોકલ્યો હતો. તોપણ કમાલપાશાએ એ સ્પષ્ટ કહી નાખ્યું હતું કે બોલ્શેવિક મતવાદ અને એ મતનો પ્રચાર રાષ્ટ્રીયતાવાદી તુર્કસ્તાનમાં ચાલી શકશે નહિ. બોલ્શેવિકો એ વિચારને કેટલે અંશે અનુસરે છે અને મુસ્તફા પણ આ બાબત પર કેટલી નજર રાખે છે તે વિષે આપણે આગળ ચર્ચા કરીશું.

લીગ ઓવ નેશન્સમાં [વિશ્વજાતિ સંઘ] જોડાવા માટે કમાલ જરાપણ વ્યગ્ર નથી. તે માને છે કે એ સંઘ તુર્કસ્તાનનું કલ્યાણ સાધે તેમ નથી. તેની પરદેશ નીતિનો ઉદ્દેશ વિશ્વસંઘ નથી પણ વિશ્વજાતિ વર્ગની લોભી દૃષ્ટિથી સ્વદેશને બચાવવો એ છે. આથી બીજી જાતિઓથી પોતાના દેશને બચાવવા માટે તેને દેશની આર્થિક જરૂરિયાતોની ઉપેક્ષા કરી સૌ પહેલાં સૈન્ય અને નૌકા અને વિમાની ફોજની રચના કરવી પડી છે. આ સંબંધમાં કોઇ કંઇ કહે છે તો તેને તે એટલો જ જવાબ આપે છે કે દેશનો બચાવ ન થાય તો પછી કોઇપણ જાતની ઉન્નતિ સંભવતી જ નથી.[૧]

અંગ્રેજોની સાથે નવીન તુર્કસ્તાનને મૈત્રી કદી હતી જ નહિ.[૨]

ઇ. સ. ૧૯૨૧–૨૨ માં અંગ્રેજોએ ગ્રીકોને ટેકો આપ્યો હતો. આ ગ્રીક તરફના આકર્ષણનો ઊંડો ભેદ મોસલની તેલની ખાણોમાં આવી વસ્યો હતો. પરિણામે લડાઇ થવાની અણી પર હતી. બ્રિટિશ પરદેશ ખાતાનો આ બાબતમાં જે કંઇ મત ફર્યો છે તે અંગ્રેજોના તુર્કસ્તાનમાંના પ્રતિનિધિ સર હોલાન્ડ લિન્ડસેનો પ્રતાપ છે. તેની કુશળતાથી આજે એ બંને દેશો વચ્ચેનો સંબંધ પહેલાં કરતાં ઘણો સારો છે.

---

૧. The Ghazi's reply is that, until the defence of the county is assured it is absurd to think of anything else–I. Walter collins–Constantinopal–in Contemporary Review. Feb. 1924.

૨. "...With Great Britain, Turkish relations have been as straind they possibly could be. "–Contemporary Review" Feb 1928.

ઇરાકમાં અંગ્રેજો કર્ત્તાહર્ત્તા છે.[૧] [ Mandatory Power ] એ દેશની સરહદ ઓળંગીએ કે તરત તુર્કસ્તાન આવે છે. અંગ્રેજો કહે છે કે મહાયુદ્ધ પહેલાં તુર્કસ્તાને અંગ્રેજો પાસેથી કંઇક પૈસા દેવા તરીકે લીધા હતા; આ દેવા સંબંધીની ગરબડ સિવાય બંને દેશોની મિત્રતા વચ્ચે બીજું કંઇ અડચણ કરે તેવું નથી. પરંતુ દુર્ભાગ્યે અંગ્રેજોને ઇરાકમાં પ્રતિષ્ઠા પામેલા જોઈ તુર્કસ્તાનને સંદેહ પડયો. એ સંદેહ વધારે દૃઢ થયો ખુર્દને લીધે. ખુર્દ લોકોને તુર્કસ્તાનનું પ્રજાસત્તાક દબાવી શકયું નહિ, છતાં તેઓ અંગ્રેજોની સલાહ મુજબ વર્ત્તતા હતા.

પરંતુ મનમાં ગમે તે હોય છતાં ઉપરથી તો મુસ્તફા કમાલનો ઉદ્દેશ રશિયા અને ઇંગ્લાંડ બંને જાતિ વચ્ચે થઇ આગળ વધવાનો માર્ગ ઘડી કાઢવાનો છે. નવીન તુર્કસ્તાન આજે એ બંને દેશોમાંના કોઇ પણ દેશની મિત્રતા તોડવા તૈયાર નથી. વળી તેમાંના કોઇ પણ એક દેશની મિત્રતાને તે સંદેહજનક ગણે છે. આથી તેણે મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો છે. તુર્કસ્તાનનાં વર્તમાનપત્રોએ આ બાબતમાં કમાલને ખૂબ મદદ કરી છે. આજે કોઇ પત્રમાં રશિયાનાં વખાણ આવ્યાં તો આવતી કાલે કોઇ બીજા પત્રમાં ઇંગ્લાંડનાં વખાણ આવવાનાં જ.

ઇટાલી તરફથી નવીન તુર્કસ્તાનને સૌથી વધારે ભય છે. તેથી તે બાલ્કન રાજ્યો સાથે મૈત્રી કરવા માગે છે, ખાસ કરીને જુગોસ્લાવિયા સાથે; કારણ કે ઇટાલી જુગોસ્લાવિયા અને તુર્કસ્તાન બંનેનું સમાન શત્રુ છે. નવીન તુર્કસ્તાન આજે કહે છે કે જૂની વાતો જવા દો. બાલ્કન યુદ્ધ અગર મહાયુદ્ધની કથા ભૂલી જાઓ, જાતિનો સ્વાર્થ અને શાંતિ એજ અત્યારની પરદેશ નીતિનો પાયો છે. એજ દૃષ્ટિથી

૧. ઇરાકને હાલમાં સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકારવામાં આવ્યું છે. અંગ્રેજોનો મેન્ડેટ પૂરો થયો છે.

આપણી પરદેશ નીતિ દોરાવી જોઇએ. હાલમાં ઇટાલી સાથે તુર્કસ્તાનને સંધિ થઇ છે, તેમાં એવી શરત છે કે કોઇએ કોઇના રાજ્ય પ્રત્યે નજર નાખવી નહિ. કેટલાંક વર્ષો પહેલાં મુસોલિનીએ કહ્યું હતું કે નવીન પૂર્વ તરફ ઇટાલીને રાજ્ય ફેલાવવાનું પ્રયોજન ઊભું થયું છે, પરંતુ ઇ. સ. ૧૯૨૭થી એ બે દેશો વચ્ચે મિત્રતા અતિશય ઘનિષ્ઠ બનતી જાય છે. અને જૂના સંદેહો નષ્ટ થતા જાય છે. આ સંધિના પરિણામો પણ યુરોપ પર ધીમે ધીમે ફળ પામતાં જણાય છે. તુર્કસ્તાનમાંથી હાંકી કાઢેલા ગ્રીકોની સંપત્તિ સંબંધમાં લોઝાંના કરારની શરતો વિષે તુર્કસ્તાન અને ગ્રીસ વચ્ચે ઝઘડો ચાલતો હતો. લીગ ઓવ નેશન્સ [ વિશ્વજાતિ સંઘ ] આ ઝઘડો પાર પાડી શકી નહોતી. પરંતુ ઇટાલીની મધ્યસ્થતાથી એ બંને દેશો વચ્ચે શાંતિ સ્થપાઇ છે.

મહાયુદ્ધમાં જોડાતી વખતે તુર્કસ્તાને બે ઉદ્દેશ લક્ષમાં રાખ્યા હતા. [૧] પોતાના દેશમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરવી; [૨] શાંતિના સમયમાં પ્રાચ્ય ને પાશ્ચાત્યના મિલનનો સેતુ નિર્માણ કરવો અને વિગ્રહના સમયમાં પાશ્ચાત્યની વિરુદ્ધ પૂર્વની આગેવાની લેવી. આ બન્ને ઉદ્દેશોમાંનો પહેલો ઉદ્દેશ મહા કષ્ટે પાર પડ્યો છે. સામ્રાજ્યનાં અનેક રાજ્યો હાથમાંથી ગયાં છે ખરાં, પરંતુ જે રહ્યાં છે તેને માટે નવિન તુર્કસ્તાન આજે બીજાના મુખ તરફ જોઇ બેસી રહ્યું નથી. એક દિવસ જે સામ્રાજ્ય બસરાથી વિયેના સુધી ફેલાએલું હતું, આજે તે આનાતોલિયા અને કોન્સ્ટાન્ટિનોપલમાં માત્ર સમાઇ રહ્યું છે. પરંતુ આ નાના રાજ્યમાં નવીન તુર્કસ્તાન પૂર્ણ સ્વાધીન છે. અહીં રગવડોવાળી કોઇ પણ યુરોપીઅન જાતિને સ્થાન નથી, વિશેષ હક્કો માગવા તત્પર ગર્વિત ખ્રિસ્તીઓને સ્થાન નથી. રાષ્ટ્રીય ઉત્થાન પહેલાં આ દેશ વિદેશીઓની કલહ અને લૂંટનું ક્ષેત્ર હતું. અત્યારે ખ્રિસ્તી-

ઓને રજા આપવામાં આવી છે. ખુર્દ, એલેવિ વગેરે મુસલમાન ધર્મ પાળનારા છે ખરા, પરંતુ તેઓને તુર્ક બનાવવા માટેના પ્રયત્નો ચાલુ છે. ઇ. સ. ૧૯૦૮માં નવીન તુર્કસ્તાન કહેતું હતું કે અખિલ તુર્ક જાતિને "ઓટોમન" બનાવવી પડશે, આજે એ જ તુર્કસ્તાન કહે છે કે જે બધા વર્ગો અને વર્ણો આપણા દેશમાં રહેવા ઇચ્છે તે બધાને તુર્ક બનવું જ પડશે. ત્યાં એક કાયદો પસાર કરવામાં આવ્યો છે કે ઇ. સ. ૧૯૨૯ની ૧લી જાન્યુઆરી પછી તુર્કસ્તાનમાં જે કોઇ સંતાન પરદેશી માબાપને પેટે જન્મ્યું હશે તેને તુર્ક માનવામાં આવશે. ઉંમરે આવ્યા પહેલાં એવાં બાળકો જાત બદલી શકશે નહિ. બદલશે તો તરત જ દેશમાંથી હાંકી કાઢવામાં આવશે. તરુણ એશિયાની આ સ્પર્ધાથી પશ્ચિમનો ગર્વ ચમકી ઊઠે તેમ હોવા છતાં[૧] પરદેશીઓની ભેદનીતિને અટકાવવા ખાતર રાષ્ટ્રીયતા સરજવા માટે આ ઉપાયનું અવલંબન કર્યા સિવાય છૂટકો નથી. સુલતાનના અમલમાં પરદેશીઓની ફૂટ ભેદનીતિને લીધે જાતિ પાંગળી બનતી જતી હતી.[૨] ઇ. સ. ૧૯૦૮માં તુર્ક સરકારે આ નીતિની વિરુદ્ધ અસ્ત્ર ધારણ કરી જાહેર કર્યું હતું કે આલબેની અને આર્મિની જાતિઓએ કાં તો તુર્ક બનવું જોઇએ અગર તેઓનો નાશ થવો જોઇએ. મુસ્તફા કમાલ પણ આજે એ જ નીતિનું અવલંબન કરી રહ્યો છે. તેણે જરા પણ વિચાર કર્યા સિવાય બધા ખ્રિસ્તીઓને દેશમાંથી હાંકી કાઢ્યા છે, ઘણા મુસલમાનો તુર્કસ્તાન તજી જાય છે.

---

૧. Probably never before has an Asiatic state dared to enact a law so distasteful to Occidental Motherhood— "Time" Newyork, 23rd July, 1928.

૨. Divide it imper—"Encourage all possible divisions, for then no combination can be dangerous."

નવીન તુર્કસ્તાનનો બીજો એક ઉદ્દેશ એ છે કે દેશને આધુનિક યુગને અનુરૂપ બનાવવો અને નવીન એશિયાના આગેવાન બની યુરોપના પંજામાંથી છૂટવું. આથી તેણે ખિલાફત, દરવેશ, હદિસ, ફેઝ, બુરખો વગેરે બધાંને રજા આપી દીધી છે. જેઓ તુર્કસ્તાનને સુધારવા માટેની સ્પર્ધા કરે છે તે વિદેશીને પ્રથમ પોતાની સંસ્કૃતિની તપાસ કરાવવાની ફરજ પડે છે. અર્ધી સદીની સંયમશીલ અને યત્ન પૂર્વકની કેળવણીએ જર્મનીનું કલેવર જેમ ફેરવી નાખ્યું છે, તેમ તુર્કસ્તાનમાં પણ આજે મુસ્તફા કમાલના પ્રયત્નથી જાતિની પ્રકૃતિ ફેરવવા તનતોડ મહેનત થઇ રહી છે.

પરંતુ એશિયાની આગેવાની લેવાની ઇચ્છા દર્શાવતું તુર્કી, એશિયાના જૂના રિવાજો અને સ્વભાવ સ્વીકારવા રાજી નથી. વહેમમાં ગુલતાન બનેલી, સંકુચિત વાડા બાંધી રહેલી, ઉચ્ચ આકાંક્ષા રહિત એશિયાની બીજી જાતિઓને પોતાના જાતિય સંગઠનમાં લાવી મૂકી પોતાનો સ્વાધીનતાનો મહાયજ્ઞ ભંગ કરવાને તુર્કસ્તાન રાજી નથી. તુર્કસ્તાન એશિયાની જાતિઓને સમજાવવા માગે છે કે પોતાનું ભાગ્ય પોતે જ ઘડી લેવું જોઇએ. આ સંબંધમાં પરદેશ મંત્રી ત્વેફિક રૈસ્દી બેએ તુર્કસ્તાનની નીતિ સંબંધમાં જે કંઇ કહ્યું છે તે યાદ રાખવા જેવું છે. તે કહે છે કે એશિયાવાસી સાથે સંમિલનની એ વાતો બધી કલ્પના માત્ર છે! એશિયાવાસીની સાથે આપણો મેળ ક્યાં મળવાનો છે? ધર્મનો તો આપણે ત્યાગ કર્યો છે. આપણે મુસલમાન નથી, આપણે તુર્ક છીએ. ત્યારે શું ભાષા દ્વારા મેળ થવાનો છે? એશિયાની જુદી જુદી જાતિઓ ઓછામાં ઓછી ગણીએ તો પણ છેંતાળીશ ભાષાઓ બોલે છે. યુરોપમાં હંગેરિયનો અને ફિન્લ્સ લોકોને આપણે ભાઇઓ તરીકે માની શકીએ. એશિયા સાથે આપણું મિત્રતાનું બંધન છે ખરું? ક્યાં છે? ઇરાનીઓ હંમેશ આપણી વિરુદ્ધ છે. ઇરાન સાથે

યુગોના યુગો સુધી આપણે લડાઇ ચાલી છે. ઇતિહાસના પાનેપાનાં આ બાબતની સાક્ષી પૂરવા તૈયાર છે. અને એશિયાની બીજી જાતિઓ ? તેઓ તો બહુ દૂર આવી રહી છે. ખરેખરી વિપત્તિને વખતે અફઘાન, હિન્દ અગર ચીનવાસી જનો આપણને શી મદદ કરવાના હતા ? આવાં આવાં કારણોને લીધે આપણે યુરોપ તરફ ફરવાની મરજી ધરાવીએ છીએ.[૧]

આ યુરોપમાં પાછા ફરવાની વાત સાંભળી પશ્ચિમની પ્રજા વળી શંકામાં પડી છે. ભૂતકાળમાં પૂર્વનો પ્રશ્ન જેમ યુરોપનો એક મહાન પ્રશ્ન થઇ પડ્યો હતો, તેમ ભવિષ્યમાં પણ સ્વતંત્ર એશિયા સાથે યુરોપનો કેવો સંબંધ રહેશે એ વાત વિચારવા જેવી છે. વળી એ

---

1. All this talk about the union of the Asiatic peoples is pure imagination. We have nothing to gain from it. What have we in Common with Asiatic peoples ? Religion ? But we have abandoned it. We are not Moslems. We are Turks. The language ? There are no less than forty six languages among the Asiatic races. In Europe we Consider as brothers the Hungarians and the Finns. Ties of friendship ? The Persians have always been against us. our history shos that for years we had a series of wars with Fersia. The other Asiatic races ? They are too far away. In Case of real trouble what Could the inhabitants of Afghanistan or of India, or of China do, to help us ? For all these reasons, we are in favour of a return to Europe"—Petit Parisien, Greece-Aug. 1927.

સંબંધમાં તુર્કસ્તાન આગેવાન બન્યું છે. યુરોપને માટે સૌથી વિશેષ વિચારવા જેવી વાત તો એ છે કે તુર્કસ્તાન પૂર્વની જાતિઓથી સૌથી વિશેષ પાશ્ચાત્ય બન્યું છે.[૧]

---

1. "A danger lies in thinking that because he is the most western of Eastern Nations in longitude. he is in mind also. Actually he is Oriental through and through, even if he does try to adopt a Western Surface."-London Times.

# પ્રકરણ ૪ થું

## દેશ કે ધર્મ

નવીન તુર્કસ્તાનના એક અમલદારે એક પરદેશી ગૃહસ્થ આગળ દીલગીરી પ્રગટ કરતાં કહ્યું હતું, કે "અમો આટલા પાછળ પડ્યા છીએ તેને માટે અમે તુર્કો જવાબદાર નથી. કઇ રીતે જીવવું એ અમને કોઇએ શીખવ્યું જ નથી, અમને કેવળ વાંધો ઉઠાવ્યા સિવાય બલિદાન આપવાનું શીખવવામાં આવ્યું છે. સુલતાનના અમલદારો અમારા માથા ઉપર હાથ ફેરવતા આવ્યા છે, ખલિફાના દૂતો અમને બુદ્ધિહીન બનાવતા આવ્યા છે. નીતિ બહિર્ભૂત શાસન-તંત્રની ભીંસમાં અમે દિવસોના દિવસો ગાળ્યા છે, આદર્શ વર્જિત ધર્મ વ્યવસ્થાના તાબામાં અમારે ફરજિયાત રહેવું પડ્યું છે." [Turkey To-day Raymond Colrat.]

જૂના પંથના ઇમામો નવા શિક્ષકોને બતાવી કહેતા હતા કે તેઓ ધર્મહીન છે, તેઓ કુરાન શીખવતા નથી. તેઓ દીલગીરી દર્શાવી કહેતા હતા, કે "અમારી મસ્જિદો ધરતીકંપથી નષ્ટ થઇ ગઇ છે. હજુ નવી સરકાર તેની મરામત કરાવતી નથી. જે ખર્ચ વડે મસ્જિદોની મરામત થતી તે ખર્ચ અત્યારે હવાઇ વિમાનો ખરીદવામાં વપરાય છે!"

પ્રાકૃત ધર્મ હો કે ન હો છતાં નવીન તુર્કસ્તાનમાં પ્રાણ છે તે ઉપલા બે ઉતારા પરથી સ્પષ્ટ સમજાય છે. વ્યવહારિક જીવનમાંથી ધર્મને હાંકી કાઢી તેને બદલે વાસ્તવિક જરૂરિયાતને સ્થાન આપવું એ વાત પૂર્વમાં ખાસ કરીને મુસલમાન સમાજમાં નવીન છે. ધર્મને નાકબૂલ કરી તુર્કસ્તાન આજે પશ્ચિમની હારમાં ઊભું રહેવા માગે છે. આ ધર્મવર્જન નીતિની શરૂઆત ઇ. સ. ૧૯૨૪માં ખલિફાને દેશનિકાલ કરવામાં આવ્યો ત્યારથી થઇ. ઇ. સ. ૧૯૨૨માં સુલતાન પદ ઉઠાવી દેવામાં આવ્યું, છતાં રાષ્ટ્રીય પક્ષ ખલિફાતને એકાએક રદ કરવાનું સાહસ કરી શક્યો નહોતો. ખિલાફત એ તો 'ઇસલામની તરવાર' ગણાય. એ ધાર્મિક પદવી ગણાતી. સુલતાન અને ખલિફાપદ અગાઉ જુદાં નહોતાં.

ઇ. સ. ૧૯૨૨ માં ખલિફાની સુલતાન તરીકેની પદવી રદ કરી કેવળ ધર્મના નેતા તરીકે અબ્દુલ મજીદને ઇસ્તંબુલમાં રહેવા દીધો. પરંતુ આ ધર્મનેતૃત્વ બહાને જ્યારે દેશદ્રોહીઓ નાના પ્રકારની ચળવળ કરવા લાગ્યા ત્યારે ખિલાફતને વિસર્જન કરવામાં આવી [ માર્ચ, ઇ. સ. ૧૯૨૪. ] બાર કલાકની નોટીસથી અબ્દુલ મજીદને ઇસ્તંબુલ છોડી જવું પડ્યું. એજ વર્ષના મે માસથી તે વખતની પારલૌકિક નીતિને સમાધિ લેવરાવી બધી નીતિને ઐહિક બનાવવાના પ્રયત્નો શરૂ થયા. ઇસલામ ધર્મનાં વિદ્યાલયોના દરવાજા હંમેશને માટે બંધ કરવામાં આવ્યા. એક કોન્સ્ટાન્ટિનોપલમાં જ સાઠ મોટી મસ્જદો હતી, દરેકમાં અકેક નિશાળ બેસતી અને એ નિશાળમાં મુખ્યત્વે કરીને કુરાન શીખવવામાં આવતું. નવીન તુર્કસ્તાનના પ્રતાપે અત્યારે એ વિદ્યાલયોમાંના એકનું પણ નામનિશાન રહ્યું નથી.

સુલતાની અમલમાં દેશનો કાયદો હતો કુરાન અને હદિસ. જે કંઇ કાયદા તરીકે ચાલતું હતું તેના મૂળમાં પ્રાચીન ધર્મવિધિ સંડોવાએલી

હતી. તેથી નવા પ્રકાશને ઇચ્છનારાં નવીન તુર્કસ્તાને બીન ઇસ્લાની કાયદા લાવી પોતાના સમાજમાં ચલાવવા શરુ કર્યાં. દિવાની કાયદા સ્વિટ્ઝર્લાંડથી લાવવામાં આવ્યા. ફોજદારી કાયદા ઇટાલીથી લાવવામાં આવ્યા. [અવસ્ય તેમાં દેહાંતદંડની સજા ઉમેરીને.] વેપારી કાયદા જર્મન અને સ્વિઝ કાયદાના મિશ્રણ વડે ઉત્પન્ન કરવામાં આવ્યા. ધર્મની તો કોઇએ પરવાજ રાખી નહિ.

તુર્કસ્તાનના શાસનતંત્ર ઉપર ઇસ્લામ ધર્મનાં ગાઢ પડળ ચડ્યાં હોવાથી પરદેશીઓ અત્યાર સુધી પોતપોતાના દેશના કાયદા સાથે લાવતા હતા. પરંતુ નવીન વ્યવસ્થાથી અવસ્થા તદ્દન પલટાઇ ગઇ. નવીન અમલના રાષ્ટ્રીય કાયદાથી એવી સમજ પેદા થઇ કે રાષ્ટ્રની અંદર ગમે તે આવે તો પણ તે સર્વને માટે કાયદાનું બંધન સર્વત્ર એક જ પ્રકારનું રહે. હાલમાં પરદેશીઓને પણ તુર્કસ્તાનમાં અગવડ રહી નથી. તુર્ક વ્યવસ્થા તંત્રમાં સમાએલા સ્વિઝ, ઇટાલીયન અને જર્મન કાયદાને આજે પશ્ચિમના લોકો પણ નિશ્ચિંત ચિત્તે સ્વીકારી લે છે.

પરંતુ આમ એકાએક શાથી થયું ? ઐહિક અને પારલૌકિક જીવનની સુપરિચિત ઐકયની સમજણને જુદી પાડવાનો હેતુ પ્રજાને કઇ રીતે સમજાયો ? નવીન તુર્કસ્તાનને આ ઐકયમાં શી અડચણ નડી ? દેશના પ્રાણસ્વરૂપ નૂતન આગેવાનોએ જોયું કે પશ્ચિમની જાતિઓ સાથે એકી સાથે ચાલવું હોય તો ધર્મને રજા આપ્યા સિવાય છૂટકો નથી. એ જાતિઓ સ્વતંત્ર છે. તુર્કસ્તાન નામનું તો સ્વતંત્ર છે પણ તે ધર્મના નાગપાશથી બદ્ધ છે. આ ગુલામીમાંથી મુક્ત થયા સિવાય, આ સ્વભાવની રક્ષણ-શીલતાના પંજામાંથી છૂટ્યા સિવાય, રાષ્ટ્ર બધી રીતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે નહિ. અને તેવી સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય વિશ્વ જાતિ સમક્ષ માથું ઊંચું કરી ઉભા રહેવાનું અસંભવિત બનશે.

પ્રાકૃત ધર્મ હો કે ન હો છતાં નવીન તુર્કસ્તાનમાં પ્રાણ છે તે ઉપલા બે ઉતારા પરથી સ્પષ્ટ સમજાય છે. વ્યવહારિક જીવનમાંથી ધર્મને હાંકી કાઢી તેને બદલે વાસ્તવિક જરૂરિયાતને સ્થાન આપવું એ વાત પૂર્વમાં ખાસ કરીને મુસલમાન સમાજમાં નવીન છે. ધર્મને નાકબૂલ કરી તુર્કસ્તાન આજે પશ્ચિમની હારમાં ઊભું રહેવા માગે છે. આ ધર્મવર્જન નીતિની શરૂઆત ઇ. સ. ૧૯૨૪માં ખલિફાને દેશ-નિકાલ કરવામાં આવ્યો ત્યારથી થઇ. ઇ. સ. ૧૯૨૨માં સુલતાન પદ ઉઠાવી દેવામાં આવ્યું, છતાં રાષ્ટ્રીય પક્ષ ખલિફાતને એકાએક રદ કરવાનું સાહસ કરી શક્યો નહોતો. ખિલાફત એ તો 'ઇસલામની તરવાર' ગણાય. એ ધાર્મિક પદવી ગણાતી. સુલતાન અને ખલિફાપદ અગાઉ જુદાં નહોતાં.

ઇ. સ. ૧૯૨૨ માં ખલિફાની સુલતાન તરીકેની પદવી રદ કરી કેવળ ધર્મના નેતા તરીકે અબ્દુલ મજીદને ઇસ્તંબુલમાં રહેવા દીધો. પરંતુ આ ધર્મનેતૃત્વ બહાને જ્યારે દેશદ્રોહીઓ નાના પ્રકારની ચળવળ કરવા લાગ્યા ત્યારે ખિલાફતને વિસર્જન કરવામાં આવી [ માર્ચ, ઇ. સ. ૧૯૨૪. ] બાર કલાકની નોટીસથી અબ્દુલ મજીદને ઇસ્તંબુલ છોડી જવું પડ્યું. એજ વર્ષના બે માસથી તે વખતની પારલૌકિક નીતિને સમાધિ લેવરાવી બધી નીતિને ઐહિક બનાવવાના પ્રયત્નો શરૂ થયા. ઇસલામ ધર્મનાં વિદ્યાલયોના દરવાજા હંમેશને માટે બંધ કરવામાં આવ્યા. એક કોન્સ્ટાન્ટિનોપલમાં જ સાઠ મોટી મસ્જદો હતી, દરેકમાં એકેક નિશાળ બેસતી અને એ નિશાળમાં મુખ્યત્વે કરીને કુરાન શીખવવામાં આવતું. નવીન તુર્કસ્તાનના પ્રતાપે અત્યારે એ વિદ્યાલયોમાંના એકનું પણ નામનિશાન રહ્યું નથી.

સુલતાની અમલમાં દેશનો કાયદો હતો કુરાન અને હદિસ. જે કંઇ કાયદા તરીકે ચાલતું હતું તેના મૂળમાં પ્રાચીન ધર્મવિધિ સંડોવાએલી

હતી. તેથી નવા પ્રકાશને ઇચ્છનારાં નવીન તુર્કસ્તાને બીન ઇસ્લામી કાયદા લાવી પોતાના સમાજમાં ચલાવવા શરૂ કર્યા. દિવાની કાયદા સ્વિટ્ઝર્લૅંડથી લાવવામાં આવ્યા. ફોજદારી કાયદા ઇટાલીથી લાવવામાં આવ્યા. [અવશ્ય તેમાં દેહાંતદંડની સજા ઉમેરીને.] વેપારી કાયદા જર્મન અને સ્વિઝ કાયદાના મિશ્રણ વડે ઉત્પન્ન કરવામાં આવ્યા. ધર્મની તો કોઇએ પરવાજ રાખી નહિ.

તુર્કસ્તાનના શાસનતંત્ર ઉપર ઇસ્લામ ધર્મનાં ગાઢ પડળ ચડ્યાં હોવાથી પરદેશીઓ અત્યાર સુધી પોતપોતાના દેશના કાયદા સાથે લાવતા હતા. પરંતુ નવીન વ્યવસ્થાથી અવસ્થા તદ્દન પલટાઇ ગઇ. નવીન અમલના રાષ્ટ્રીય કાયદાથી એવી સમજ પેદા થઇ કે રાષ્ટ્રની અંદર ગમે તે આવે તો પણ તે સર્વને માટે કાયદાનું બંધન સર્વત્ર એક જ પ્રકારનું રહે. હાલમાં પરદેશીઓને પણ તુર્કસ્તાનમાં અગવડ રહી નથી. તુર્ક વ્યવસ્થા તંત્રમાં સમાએલા સ્વિઝ, ઇટાલીયન અને જર્મન કાયદાને આજે પશ્ચિમના લોકો પણ નિશ્ચિંત ચિત્તે સ્વીકારી લે છે.

પરંતુ આમ એકાએક શાથી થયું ? ઐહિક અને પારલૌકિક જીવનની સુપરિચિત ઐક્યની સમજણને જુદી પાડવાનો હેતુ પ્રજાને કઇ રીતે સમજાયો ? નવીન તુર્કસ્તાનને આ ઐક્યમાં શી અડચણ નડી ? દેશના પ્રાણસ્વરૂપ નૂતન આગેવાનોએ જોયું કે પશ્ચિમની જાતિઓ સાથે એકી સાથે ચાલવું હોય તો ધર્મને રજા આપ્યા સિવાય છૂટકો નથી. એ જાતિઓ સ્વતંત્ર છે. તુર્કસ્તાન નામનું તો સ્વતંત્ર છે પણ તે ધર્મના નાગપાશથી બદ્ધ છે. આ ગુલામીમાંથી મુક્ત થયા સિવાય, આ સ્વભાવની રક્ષણશીલતાના પંજામાંથી છૂટ્યા સિવાય, રાષ્ટ્ર બધી રીતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે નહિ. અને તેવી સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય વિશ્વ જાતિ સમક્ષ માથું ઊંચું કરી ઉભા રહેવાનું અસંભવિત બનશે.

રાષ્ટ્રનો જો સાર્વજનિક ધર્મ ન હોય તો જુદા જુદા ધર્મો સ્વીકારનાર લોકોને તે દેશના ધર્માધિકારમાં રહેવા દેવાને કોઇ પણ જાતની અડચણ પડતી નથી. રાષ્ટ્ર અને ધર્મના વિભાગ પાડવામાં આવ્યા હોય, છતાં રાષ્ટ્રમાંના બધાની વિવેકબુદ્ધિને સ્વતંત્રતા આપવામાં આવી ન હોય, એક આ તરેહનું શાસનતંત્ર છે; ત્યારે બીજી બાજુએ પોતાનો પ્રચલિત ધર્મ રહ્યો હોય છતાં બધાની વિવેકબુદ્ધિને સ્વતંત્રતા આપવામાં આવી હોય–એવું બીજા પ્રકારનું શાસનતંત્ર છે; આ બન્નેમાં છેલ્લી જાતનું તંત્ર શ્રેષ્ઠ છે. રાષ્ટ્રનેતા કમાલ પાશાએ તુર્કસ્તાનમાં આજે છેલ્લી જાતનું તંત્ર પ્રચલિત કર્યું છે. દેશ ઉપર તેમનો પ્રભાવ એટલો બધો છે કે સ્વભાવથી જ રક્ષણશીલ તુર્કજાતિમાં દબાણ પૂર્વક આ બધા સુધારા દાખલ કર્યા છતાં ત્યાં કોઇ આજે સામો શબ્દ પણ બોલતું નથી.

પૂર્વના રોમ ગણાતા ઇસ્તંબુલમાં સુલતાનનો રાજમહેલ આજે જનશૂન્ય છે. એ મહેલની જાળીઓ નીચે ઊભા રહેતાં હાંકી કાઢેલા ખોજાઓની ખાલી ઓરડીઓ નજરે પડે છે. અંતઃપુરમાં આવેલા બેગમોને નહાવાના, તરવાના હોજો આજે હરકોઇ માણસ નજરોનજર જોઇ શકે છે. ખ્રિસ્તી રાજાઓના ખજાનામાંથી લૂંટેલાં બેમૂલ રત્નો આજે તુર્કસ્તાનના સંગ્રહસ્થાનોમાં અજાયબીની વસ્તુ તરીકે મૂકવામાં આવ્યાં છે. મહાન ઉથલપાથલ કરનારા નવીન તુર્કોએ આ સુલતાનોને નસાડ્યા છે, બેગમોને–ખોજાઓને હાંકી કાઢ્યાં છે, સ્ત્રીઓના મુખ પર રહેતો હમેશનો બુરખો દૂર કર્યો છે, રાજતંત્રની નીતિ પણ ભૂસી નાખી છે; પરંતુ સૌથી વધારે વિસ્મય પેદા કરે એવું તો એ છે કે તેણે તુર્કસ્તાનના કાયદા અને નિશાળોમાંથી અલ્લા ને ઇસ્લામને પણ હંમેશને માટે દેશનિકાલ કર્યા છે.

દેશની સામાજિક, રાજનૈતિક અને સર્વ પ્રકારનાં જીવન બારીકાઇથી

શોધી જાગ્રત જાતિએ નક્કી કર્યું કે સજીવ જાતિના સજીવ કર્મકાંડ સાથે અલ્લાનો એક પ્રમાત્મક સંબંધ રહી જાય છે. આથી તેઓએ આ સંબંધ લુપ્ત કર્યો છે. રાષ્ટ્રીય શાસનપરિષદમાં કાયદા બાંધતી વખતે ધર્મનું નામ છોડી દેવામાં આવ્યું છે. પહેલાં પરિષદના પ્રતિનિધિઓ ભગવાનના નામે પ્રતિજ્ઞાઓ લેતા, અત્યારે તેઓ પોતાની મર્યાદાની સમજણના નામે પ્રતિજ્ઞા લે છે.

લગભગ બધા વિદ્વાનો કહે છે કે ગઇ યાદવાસ્થળી પછી તુર્કસ્તાનમાં આ જે વિચારોનું મહાપરિવર્તન થયું, તેના કરતાં વધારે વિશેષત્વમય બનાવ દુનિયામાં બીજો બન્યો નથી. પશ્ચિમમાં અત્યાર સુધી એવી ધારણા ફેલાઇ રહી હતી કે પૂર્વમાં બધું અપરિવર્તનીય છે. તુર્કસ્તાનનાં આચરણથી આ ધારણાનાં મૂળમાં કુહાડો પડયો છે. હવે પશ્ચિમની જાતિઓ એમ માને છે કે પૂર્વમાંથી, ખાસ કરીને ફિલિપાઇન અને હિંદમાંથી કોઇ એવો પ્રભાવ આવી પડશે કે જે વિશ્વસમાજના મર્મસ્થળને હચમચાવી મૂકશે, પશ્ચિમને આધુનિકતાનું નવ કલેવર પ્રદાન કરશે.[૧] પરંતુ એ સાથે કોઇકોઇ એમ પણ જણાવે છે કે ધર્મ વગર જાતિ બચી શકવાની નથી, વ્યકિત અને જાતિના ચારિત્ર્ય સાથે ધર્મ પણ સ્વાભાવિક રીતે ઘડાતો જાય છે. તુર્કજાતિની સ્થાપના સાથે એ જ રીતે ઇસ્લામ પણ ઘડાતો ગયો હતો. જાતિની અવનતિ સાથે ધર્મની પ્રાણશક્તિ ઝાંખી પડી જાય છે, છતાં આજ નવીન તેજથી ઇસ્લામ પ્રકાશિત થઇ ઊઠયો છે. નવયુગનાં

---

૧ "...And we may now belive that some far reaching modernising influence may yet come out of the Prient, notably from the Philippines and India."—The Herald Tribune—New york.

પ્રયોજનોની સાથે સાથે સામાજિક પરિવર્તનની જરૂરિયાત સ્વીકારી મુસલમાન યુવકો જે આદર્શ અને અવલંબનને ખોળતા હતા તે તેને મળેલ છે.

યુગ અને પરિસ્થિતિના પરિવર્તનને તુચ્છ માની કોઈ પણ ધર્મ ટકી શકે નહિ. ઇસ્લામ ધર્મ અતિ સહેલાઈથી ઇરાની, ગ્રીક અને બીજા પ્રભાવોથી પ્રભાવાન્વિત બન્યો છે. નવીન તુર્કસ્તાનની આગેવાની નીચે ઇસ્લામ આજે ફરીથી ધર્માંધતા અને સંકીર્ણતા તજી પાશ્ચાત્ય વિચારોની મદદથી એક નવીન ઇસ્લામી સંગઠનના પ્રયત્નો કરે છે. એ સંગઠનની નીતિ 'પ્રથમ સ્વદેશ, પછી ધર્મ' એવી બનશે. પાશ્ચાત્ય પ્રભાવ ધારણ કર્યા છતાં પશ્ચિમના અતલ તલમાં ડૂબી જવાનું તુર્કસ્તાન પસંદ કરતું નથી. સ્વદેશનાં ઝૂંપડાં તજ્યા સિવાય તેઓ નવીન ઇસ્લામના મહાન વિચારોથી પ્રેરાઈ અશિક્ષિત અને અનુન્નત જાતિને શિક્ષિત અને ઉન્નત બનાવવા માગે છે, ઉન્નતિને માર્ગે ઐક્યબદ્ધ બની જાતિને આગળ વધારવા ઇચ્છે છે. ખ્રિસ્તીઓનું Y. M. C. A. અત્યાર સુધી પૂર્વને પશ્ચિમના વિચારોથી રગદોળવા માગતું હતું. તરુણ તુર્કોએ એ મંડળના અનુકરણરૂપે તરુણ મુસ્લીમ સંઘ – Young Men's Moslem Association સ્થાપ્યો છે. [Young Moslem Conference at Gatta in April, 1928]. એ સંઘ ઇસ્લામના દેહમાં હાડોહાડ વ્યાપેલા વેદાન્તભાવ સાથે સામ્યવાદના યુગધર્મને ભેળવી પોતપોતાના દેશના ખેડૂત, મજૂર, દરિદ્ર અને અજ્ઞાનીઓને ઉન્નત કરવા, પોતપોતાની જાતિની તરુણ શક્તિને જગાડવા માગે છે. મુસલમાનોના નવજીવનની મુસાફરી હમણાં જ શરૂ થઈ છે. રસ્તામાં બહુ અડચણો છે, નેતાઓનો અનુભવ પણ હજુ પૂર્ણ થયો નથી, તો પણ જેઓ આજે પૂર્વની જાતિઓના મનોભાવનો

અભ્યાસ કરવા માગે છે, તેઓને આ બાબત પર વિશેષ લક્ષ આપવાની જરૂર છે.[૧]

તુર્કસ્તાનના એ તરુણ મુસલમાનોના આ નવા વિચારોના મંત્રગુરુ કોણ છે અને આ નવીન દીક્ષામાં વિદેશી પ્રભાવ કેટલો છે તેની ચર્ચા આ પ્રસંગે તજી શકાય તેમ નથી.

---

૧. This Moslem renascence is in its first stage of development; it has great obstacles to surmount, there is still much inexperience among its leaders; but it has, nevertheless, to be watched closely by all who are really interested in the structural and psychological changes which Eastern society is undergoing to-day. —Dr. Hans Kahn in Foreign Affairs [London 1928]

# પ્રકરણ ૫ મું

## બોલ્શેવિક પ્રભાવ

નવીન તુર્કસ્તાન સાથે અંગ્રેજોને મૈત્રી રાખવાનો ખાસ હેતુ છે. અંગ્રેજી સામ્રાજ્યમાં પૃથ્વીની સર્વશ્રેષ્ઠ મુસલમાન શક્તિ વસી છે. માટે તુર્કસ્તાનના વિપ્લવી તરુણ ઇસ્લામીઓ સાથે ભળી હિન્દી મુસલમાનો ભૌગોલિક રાષ્ટ્રવાદ ન સ્વીકારે અને અંગ્રેજોનો દ્વેષ કરતાં ન શીખે એ તેઓને હમેશાં જોવાનું છે. સુલતાની અમલના અખિલ ઇસ્લામવાદથી અંગ્રેજો અત્યંત ગભરાટમાં પડ્યા હતા; અને તેથી પણ વધારે ગભરાટ જ્યારે હિન્દી મુસલમાનોએ ખિલાફતની ધૂન મચાવી તુર્કસ્તાનનું સમર્થન કર્યું હતું ત્યારે ફેલાયો હતો.

તુર્કસ્તાનની સાથે મૈત્રી રાખવાનો બીજો હેતુ બોલ્શેવિક પ્રભાવ છે. પશ્ચિમના શત્રુઓ સાથે સદ્‌ભાવ રાખવાની આશા તજી રશિયા પોતાને પૂર્વમાં પ્રતિષ્ઠિત કરવાનો પ્રયત્ન કરે છે. બોલ્શેવિકો અખિલ ઇસ્લામવાદને યંત્ર બનાવી ઇરાન, તાતાર અને તુર્કસ્તાનમાં પોતાના

હેતુઓ પાર પાડવાના અથાગ પ્રયત્નો કરે છે.[૧] ઇ. સ. ૧૯૨૧ ના જૂનની ૨૧મી તારીખે રોઇટરે ખબર આપી હતી કે મોસ્કોની આગેવાની નીચે તુર્કસ્તાન, ઇરાન અને અફ્ઘાનિસ્તાનમાં સંઘશક્તિ પેદા કરવા માટે એક ઇરાની પ્રતિનિધિમંડળ અંગોરામાં આવ્યું છે. લોર્ડ કર્ઝને આ સમાચારને ઉદ્દેશી ઇંગ્લાંડની ઉમરાવની સભામાં ભવિષ્યની વિપત્તિની જાહેરાત કરી હતી. [૨૬ જુલાઇ ૧૯૨૧] ઇરાન અને અફ્ઘાનિસ્તાન એ સમયે અંગ્રેજો સાથેનો બધો સંબંધ તજી દેવા તૈયાર થયાં હતાં.

તે વખતે પણ બીજાં રાષ્ટ્રો રશિયા સાથે તુર્કસ્તાનનું ઐક્ય કેટલા પ્રમાણમાં થયું છે તે સમજી શક્યાં નહોતાં. પરંતુ બોલ્શેવિકોના વિરોધી રશિયનોએ બહારથી દુનિયાને સમાચાર આપ્યા હતા કે ઘટના એવી બની છે કે તેથી પૂર્વ અને મધ્ય એશિયા વચ્ચે લોહી રેડાશે.[૨] કોકેશિયન પહાડી જાતો મૂળથી જ તોફાની છે. તેઓ ધીમે ધીમે

---

૧. If the Bolsheviki swept through the Caucasus, they would have little trouble in over-whelming Azerbaijan, and Georagia and would be at full liberty to exploit the pan Islamic movement which they are now assiduously fomenting. Among the Caucasian hill tribes. Persians, Tatars and Turks are carraging on active propaganda in anticipation of the arrival of the Bolsheviki-Literary Digest-Jan. 1920.

૨. Just now far Moscow and Angora over aperating remains unknown, but well informed Russins, hostile to the Bolsheviki, anticipate an extention of armed disorder in Eastern and central Asia, as a result or recent events-diving Age-July 2, 1921.

મોસ્કોના લશ્કરી પક્ષના ખુલ્લા પ્રભાવ નીચે દબાવા લાગ્યા, એજ સમયે મુસ્તફા કમાલ પાશાએ જાહેર કર્યું કે:—

“ આપણે રશિયન સોવિયેટ પ્રજાસત્તાક સાથે બંધુતાનો અને મિત્રતાનો સંબંધ બાંધ્યો છે. સર્વ શક્તિ વડે તે આપણને મદદ કરવા કબૂલ થએલ છે...પૂર્વમાં પણ શક્તિમાન મિત્રો આપણને આવી મળ્યા છે. અફઘાનિસ્તાન, મેસોપોટેમિયા અને સરિયાના મુસલમાન રહેવાશીઓ સાથે આપણો નિકટ સંબંધ બંધાયો છે. ” [Current History–July, 1921].

ઇરાનના અર્ધ સરકારી વર્તમાનપત્ર “ ઇરાને ” લખ્યું કે ઇસ્લામના સત્ય ધર્મ સાથે બોલ્શેવિકવાદ ઘણો જ મળતો આવે છે. હજરત મહમ્મદ સાહેબે ધર્મક્ષેત્રને વિષે જે કાર્ય આરંભ્યું હતું તેનું આધુનિક રાજદ્વારી રૂપ તે હાલનો બોલશેવિકવાદ છે.[૧] કોલમ્બિઆ યુનિવર્સિટિના પ્રેસિડેન્ટ ડૉ. નિકોલસ મૂરે બહલરે ઇસ્લામ સાથે બોધશેવિકવાદને સરખાવી પાશ્ચાત્ય જગતને વધારે સંદેહશીલ બનાવી મૂક્યું. તેણે કહ્યું કે બોલશેવિકવાદ કોઇ પણ રાજદ્વારી સિદ્ધાંત નથી, તે કોઇ આર્થિક મત નથી પણ એક ધર્મવિશ્વાસ છે. મને ખાત્રી છે કે જેમ બને તેમ જલદી એ ઇરાન, હિંદ એટલું જ નહિ પણ ચીનમાં પણ ફેલાઇ જશે. જાપાન તેને અટકાવી શકે ખરું, પણ તે બચી જાય તો પણ પૂર્વના વિશાળ

૧. Closely resemble the pure gospel of Islam, and are the modern and political counterpart of the work begun by the prophet Mohammed in the domain of religion–'Iran' quoted in "Literary Digest" June 26, 1920, p. 27.

પ્રદેશ પર તે છવાઇ જશે. એક વખત મુસલમાન ધર્મ જેવો હતો, તેવો જ આ ધર્મવિશ્વાસ પણ અતુલનીય મહાશક્તિના રૂપમાં ફેરવાઇ જશે અને તેનો જોટો પૃથ્વીના ઇતિહાસમાં મળશે નહિ..... પૂર્વ અને પશ્ચિમના જૂના ભેદનું નવીન રૂપ તે આ બોલ્શેવિકવાદ છે.[૧]

ઇ. સ. ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં પૂર્વની જાતિઓની એક કોંગ્રેસ મળી હતી. તેનો પ્રમુખ બોલશેવિક નેતા ઝિનોવિવ હતો. એશિયાની લગભગ બધી જાતિઓના ૧૮૯૧ પ્રતિનિધિઓ ત્યાં એકત્ર થયા હતા. તેમાં તુર્કસ્તાનના પ્રતિનિધિઓ ૨૩૫ હતા. આ મહાસભામાં પ્રમુખે કહ્યું હતું કે "કોઇ પણ સ્વેચ્છાચારી તંત્રને રહેવા દેશો નહિ. તેનો ધ્વંસ કરજો, ઉચ્છેદ કરજો! કાળી દુનિયાની છાતી પર ખરો ખેડૂતવિપ્લવ પ્રસરવાનો છે! પૂર્વના મહેનત કરી પેટ ભરનારાઓને એવી રીતે કેળવવા પડશે કે તિરસ્કારથી તેઓનાં ચિત્ત કડવાં ઝેર બની જાય. રશિયન, યાહુદી, જર્મન, ફ્રેંચ વગેરે સમગ્ર ધનવાન જાતો સાથે તેઓ સંગ્રામ ચલાવી શકે. વર્ત્તમાનકાળમાં અંગ્રેજ અને ફ્રેંચ ધનિકો સામે ખરી જેહાદ પોકારવાનું મહાકર્તવ્ય આપણી સમક્ષ ખડું છે.... કોમરેડ! ભૂતકાળની જેહાદની વાતો તમે સાંભળી છે, પરંતુ પૂર્વની જાતિઓની આ મહાસભામાં પહેલી વખત આજે જેઓ એકત્ર થયા છે તેઓએ આ ક્ષણે, આ સ્થળે જાહેર કરી જવાનું

૧. It may become as powerful a force in the world as Mohomedanism once was. The situation has never been quite paralleled in all history...... Bolshevism is the newest form of the oldest conflict known to the spirit of man. The conflict of East and West–Australian "Life–Aug. 1, 1921. P. 102.

છે કે અંગ્રેજ અને ફ્રેંચ લૂટારા ધનવાનો વિરુદ્ધ અમે ખરી જેહાદ પોકારી છે !"[૧]

અનવર પાશાના પત્ર મુજબ આ મહાસભાએ નીચેના ઠરાવો પસાર કર્યા હતાઃ—

૧. વિશ્વનાં સામ્રાજ્યો સાથે જે જે તુર્કો લડે છે તેની તરફ આ મહાસભા સહાનુભૂતિ દર્શાવે છે.

૨. તુર્કસ્તાનની રાષ્ટ્રીય ચળવળનું સમર્થન કરવા માટે આ કોંગ્રેસ તુર્કસ્તાન અને પૂર્વના બધા દેશોના મજૂરોને આહ્વાન કરે છે. ખાસ કરીને તુર્ક મજૂરો અને ખેડૂતોને આગ્રહ કરે છે કે તેઓએ સ્વતંત્રપણે પોતાને સંગઠિત બનાવી સ્વતંત્રતાને સંપૂર્ણ બનાવવા તૈયાર રહેવું.

પશ્ચિમની જાતિઓ સંદેહ રાખે છે કે ઇસ્લામ અને બોલશેવિકવાદ આ પ્રમાણે એકત્ર થઇ એક સાથે કામ કરશે તો કેવળ તુર્કસ્તાન, ઇરાન અને અફઘાનિસ્તાનની નહિ પણ સમગ્ર પૂર્વ પ્રદેશમાં એટલું જ નહિ પણ દૂરસુદૂર આવેલા પૂર્વમાં પણ વિપ્લવની આગ ફેલાશે.

તેથી તેઓ નવીન તુર્કસ્તાનને વધુ ઉશ્કેરવા માગતા નથી. કોન્સ્ટાન્ટિનોપલને આંતર્જાતિય નગરી બનાવવાનો તેઓનો આગ્રહ

---

૧...Comrades, you have heard much during the past few years of a holy war...But you, who are here met to-gether for the first time in Congren of the peoples of the East, must hear and now declare a true holy war against the English and French robber-Capitalist- "Die. Russische Korrspondency" Nov. 1920, quoted in Contemporary Review, Feb. 1921.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## નારી જાગરણ

નવીન તુર્કસ્તાનને તુર્ક સ્ત્રીઓએ પેદા કર્યું છે. હારેમ અગર અંતઃપુરની નવાઇઓ અને વાવાઝોડાંને ભેદી જાતિની જનનીઓએ જે દિવસે એક હાથમાં આશા અને બીજા હાથમાં આકાંક્ષા રાખી તરુણોને આહ્‌વાન કર્યું, તે દિવસે નવીન તુર્કો પોતાનું શિથિલ આળસુપણું અને વિલાસની કલુષતા તજી તેમની સમક્ષ આવી ઊભા.

મેડમ હાલિદે હાનુમ નવીન તુર્કસ્તાનની જન્મદાત્રીના નામથી પ્રખ્યાત છે. આ વિખ્યાત નારીએ નવલકથાકારની કલમ વડે જે સામાજિક અને રાજનૈતિક શક્તિ પ્રકટાવી છે તેમાંથી આજના તરુણ તુર્કનો જન્મ થયો છે. જાતિની આ મહિમાવાન જનનીએ પોતાની આંગળીના ઇસારા વડે પોતાનાં સંતનોને ઉન્નતિનો વિશાળ રાજમાર્ગ બતાવી કહ્યું છે, કે " આગળ વધો, પાછળ રહેતા નહિ, અડચણોને તોડીપાડી આગળ વધો, આગળ, હજુ આગળ, મોહથી ઢંકાએલા ભીરુ અને વૃદ્ધની માફક સડેલી ને વ્યર્થ પ્રાચીનતાને વળગી રહો નહિ." તેણે જ સૌથી પહેલાં જાતિને સંભળાવી દીધું કે "તરુણોની રુદ્રશક્તિની સાથે તરુણીની સંગઠનશક્તિ સંયોજિત નહિ થાય તો વર્ત્તમાન તુર્કસ્તાનનો મહેલ ચણાવો મુશ્કેલ છે."

સુલતાન અબ્દુલ હમીદના એક સેક્રેટરીની દીકરી હોવા છતાં તુર્કસ્તાનમાં સૌથી પહેલાં આ સ્ત્રીએ પોતાના ગુજરાનને માટે શિક્ષિકાનો ધંધો સ્વીકાર્યો. ઇસ્તંબૂલની અમેરિકન કોલેજમાં ભણી ઓગણીશ વર્ષની ઉંમરે તે પોતાના ગણિતના પ્રોફેસર સાલીજેકબ સાથે પરણી. બાલ્કન યુદ્ધ વખતે સામાન્ય માણસોની નિંદા અને ખરાબ ચર્ચાને તુચ્છ ગણી તેણે ઘવાએલા સૈનિકોની ઇસ્પિતાલ ઊભી કરી, પોતે તેની સેવિકાનું પદ ધારણ કર્યું. આ પહેલાં તુર્ક સ્ત્રીઓએ બહારના પુરુષોની સેવા કદિ કરી ન હોતી. ત્યાર બાદ મહાયુદ્ધના સમયમાં અને તુર્કસ્તાનની સ્વતંત્રતાના વિગ્રહમાં તુર્ક સ્ત્રીઓની આ સેવા કરવાનો હક આપોઆપ સ્વીકારાઇ ગયો. પરિણામે વર્ત્તમાન તુર્કસ્તાનમાં રોગીસેવા એ સ્ત્રીઓના ગુજરાનના ધંધા તરીકે ખાસ જાણીતો ધંધો થઇ પડયો છે.

આજે એ વાતને વીશ વર્ષ વીતી ગયાં છે. જ્યારે તુર્કસ્તાન સ્વતંત્રતા અને વિપ્લવનાં મધુરા સ્વપ્નો જોતું હતું, ત્યારે આ સ્ત્રીના ચિત્તમાં પણ તેવાંજ સ્વપ્નો રચાતાં હતાં. ત્યારથીજ તેણે પોતાની લેખિની અને વ્યક્તિત્ત્વ વડે વિપ્લવનું સમર્થન કરવામાં બાકી રાખ્યું નથી. પોતાના ગ્રંથમાં તેણે સ્પષ્ટ બતાવ્યું છે, કે "સુલતાનોની આ દૈવી સત્તાએ શાસક સંપ્રદાયનાં માથાં ફેરવી નાખ્યાં છે. તેઓ અત્યાચારી પ્રભુશક્તિને વશ થઇ ગયા છે. એક વ્યિક્તિગત યશ અને ઐશ્વર્ય સિવાય બીજો કોઇ પણ મહત્ ઉદ્દેશ તેઓનો નથી." કેવળ દાક્તરોનો વર્ગજ તે વખતે રાજદ્વારી સુધારાને માટે ઘણા વખતથી દેશમાં ચળવળ કરતો આવ્યો હતો. એ સિવાય બીજું કોઇ આ બાબતને ઉથલાવતું ન હોતું. આ સ્વતંત્ર ધંધાવાળા લોકોએ પોતાના આદર્શને માટે પ્રાણ પણ ન્યોછાવર કર્યા હતા. મેડમ હાલિદે એ કહ્યું છે, કે "જ્યારે કોઇ પણ નવીન ચળવળ ઊભી કરવાની જરૂર પડી છે,

ખાસ કરીને જ્યારે કોઇ જુલ્મી અગર સ્વેચ્છાચારી અમલદારના વ્યક્તિગત જુલમ વિરુદ્ધ જાગ્રત થવાની જરૂર પડી છે, જ્યારે અજ્ઞાન અને જડસુપણાના જુલમો સામે ઝૂઝવું પડયું છે, ત્યારે આ દાકતરોનો વર્ગજ આગેવાનીનો માનભર્યો માર્ગ લેવા તૈયાર થયો છે.”

હાલિદે હાનુમે પોતાની જીવનસ્મૃતિ લખી છે. આ ગ્રંથ માત્ર વ્યકિતગત સ્મૃતિ નથી, પણ આખા તુર્કસ્તાનનો અર્ધી સદીનો સામાજિક ને રાજનૈતિક ઇતિહાસ છે. આ ઇતિહાસની તે સાક્ષી છે. જાતિને સંઘટ્ટ કરવાના તેના પ્રયત્નો અપરિસીમ છે. ઇ. સ. ૧૯૦૮ ના વિપ્લવ વખતે તેની આગેવાની નીચે નીકળતી નવીન તુર્કોની તરુણ પત્રિકા “તાનિન” યુવકોના અંતઃકરણમાં નવીન પ્રેરણાનો સંચાર કરતી હતી. એ વખતે સરકારની દૃષ્ટિથી બચવાને માટે બીજા યુવકોની સાથે તેને પણ દેશમાંથી મિસર જઇ ત્યાંથી ઇંગ્લાંડ નાસી જવું પડયું હતું. ત્યાર બાદ જ્યારે “The Union and Progress” પક્ષના પ્રભાવથી તુર્કસ્તાનમાં નવા વિચારો દાખલ થયા ત્યારે તે દેશમાં પાછી આવી.

બાલ્યાવસ્થામાં તેની એવી માન્યતા હતી કે ઇસ્લામ એ સહિષ્ણું ને ઉદાર છે. પરંતુ તેના તરુણ ચિત્તે જ્યારે જોયું કે “ અસહાય અને નિરપરાધીઓનાં લોહીથી હાથ ખરડવા માટે એ ધર્મ મનુષ્યને ફતવો આપી શકે છે,” ત્યારે તેણે એ ધર્મ સામે બંડ ઉઠાવવામાં પાછું વાળી જોયું નહિ.

બહુ વિવાહનાં વિષમય પરિણામથી તુર્કસ્તાનની પ્રત્યેક સ્ત્રી જીવન પર્યંત જે યંત્રણા અનુભવ કરતી તે બાલ્યાવસ્થાથી તેના જોવામાં આવ્યાં હતાં અને તેથી તેને અપાર દુઃખ થયું હતું, તેણે પ્રત્યક્ષ કર્યું હતું કે આ પાપથી નારીના જીવનમાં જે નરક પ્રજ્વલિત થાય

છે તે નરકની અગ્નિમાં તેનાં સંતાનોની આહુતિ અપાય છે. આથી જ પોતાના ગ્રંથોમાં હાલિદે હાનુમે બહુ પત્નિવાળા સ્વામીની સ્ત્રીઓની દુર્દશાની કથા દર્દભરી ભાષામાં વર્ણવી છે. આ રિવાજની તથા જેઓ પોતાની પત્નીના પ્રાણ સાથે રમત રમતા હોય તેવા પતિઓની હાલિદેએ અંતઃકરણ પૂર્વક ઘૃણા કરી છે. તેથી જ જ્યારે પોતાના પતિએ તેના પ્રેમ અને પ્રાણની ઉપેક્ષા કરી બીજી પત્નીને અંકશાયિની કરી ત્યારે હાલિદે એને કોઇ પણ રીતે ક્ષમા કરી શકી નહિ. પતિની હજારો વિનંતિઓ અને આજીજીઓ તરછોડી તે પોતાનાં બે સંતાનોને લઇ જુદા મકાનમાં જઇ રહી. પતિ જ્યારે અશક્ત બન્યો ત્યારે પોતાનાં બંને સંતાનોની કેળવણી અને રક્ષણનો ભાર પણ પોતે ઉપાડી લીધો. હાલિદેએ ફરીથી લાયક પતિ પસંદ કરી પુનઃર્વિવાહ કર્યો.

મહાયુદ્ધ વેળા તુર્ક સરકારે હાલિદેને સિરિયામાં વિદ્યાલયોને સારી સ્થિતિમાં મૂકવા માટે મોકલી હતી. સ્થાન જોઇ પાછી તે ઇસ્તંબૂલ આવી અને ૫૦ સુશિક્ષિત સ્ત્રીઓનો કાફલો લઇ પાછી સિરિયા જઇ પહોંચી. ત્યાં તેણે આ શિક્ષિકાઓની મદદથી પ્રજાકીય શાળાઓ સ્થાપી. આ સ્ત્રીના માતૃહૃદયે બાળકોની જાતિનો વિચાર કર્યો નથી. અને જ્યારે માતૃત્વની સાથે તેના શરીર અને ચિત્તમાં તેજ ભળ્યાં છે ત્યારે તો દૃઢ ચિત્તવાળા તુર્કી સૈનિકોએ પણ તેની પાસે પરાજ્ય સ્વીકાર્યો છે. એક દિવસ કામ કરતાં કરતાં અતિશય મહેનતને લીધે તે અજ્ઞાન થઇ પડી હતી. એક અઠવાડિયા બાદ રોગશય્યા પરથી ઊઠી તે પાછું પોતાનું અધૂરું રહેલું કામ કરવા મંડી હતી. પહેલાં સિરિયામાં ફ્રેંચ ભાષાની કેળવણી આપવામાં આવતી હતી. હાલિદેએ આ પદ્ધતિ ફેરવી અરબી ભાષા શરૂ કરી દીધી. તેનો એવો મત હતો કે અરબોને તેની માતૃભાષા ન શીખવીએ તો તેઓ રાષ્ટ્રીયત્વ ગુમાવી બેસશે. પરંતુ તે

તુર્ક સ્ત્રી હતી; તુર્કસ્તાન તેને સૌથી વહાલો દેશ હતો, એ વાત તે કદી ભૂલી ગઇ નહોતી.

આ સ્ત્રીના પ્રયત્નથી તુર્કસ્તાનમાં સ્ત્રી જાગૃતિની શરુઆત ઇ. સ. ૧૯૦૯થી થઇ. આ વિપ્લવની બાલ્યાવસ્થામાં એક સેનાપતિની તરુણ સ્ત્રીએ બુરખો દૂર કરી વિશાળ જનતા વચ્ચે ઊભા રહી જાતિ અને દેશની સ્વતંત્રતા રક્ષવા માટે યુવકોને ઉશ્કેર્યા હતા. ત્યારબાદ રાષ્ટ્રના પુરુષો જ્યારે મહાયુદ્ધમાં જોડાએલા હતા ત્યારે તકનો લાભ લઇ યુગ યુગ બંદી તુર્કસ્ત્રીઓ હાકેમના જૂના આગળાવાળાં બારણાં તોડી બ્હાર પડી. પુરુષોને જન્મભૂમિની સ્વતંત્રતા જાળવવાના વિચાર આડે સમય નહોતો. તે દરમિયાન તેઓની સ્ત્રીઓ અને પુત્રીઓ પણ મુક્ત ગગનના ચંદરવા તળે આવી ઊભી જાહેર કરવા લાગી કે 'અમે પણ સ્વતંત્ર છીએ !' પૂર્વ પ્રદેશોમાં તુર્કસ્તાનની સ્વતંત્રતાની જીતમાં તરુણી સ્ત્રીઓએ પણ ભાગ લઇ મુક્તિનો મંગલમય સૌરભ દેશ પર સર્વત્ર ફેલાવી દીધો.

મહાયુદ્ધ પહેલાં તુર્કસ્તાનની સ્ત્રીઓમાં ઊંચનીચનાં ઘણા ભેદ હતા. સમાજના ઉચ્ચ વર્ગની બાલિકાઓ બાલ્યાવસ્થામાં માથા પર હેટ પહેરતી હોવા છતાં ચૌદ વર્ષની થાય કે તરત તેને બુરખામાં મુખ સંતાડવું પડતું. મધ્યમ વર્ગ અને ખેડૂત વર્ગની બાલિકાઓ તો હેટ પહેરી શકતી જ નહિ. કારણ કે પ્રાચીનતાથી તુર્કોમાં એવી ધારણા હતી કે ખ્રિસ્તી ધર્મની સાથે હેટને નજીકનો સંબંધ છે.

હિંદની માફક તુર્કસ્તાનમાં પણ શહેરની અને ગામડાની સ્ત્રીઓ વચ્ચે જુદાઇ તરી આવે છે. ગામડાની મધ્યમ અને ખેડૂત વર્ગની સ્ત્રીઓને ઘણી વેળા પુરુષો કરતાં વધારે મહેનત કરવી પડે છે. પુરુષો સૈનિકનું કામ કરે ત્યારે ઘેર આવી સંસાર તરફ ચિત્ત પરોવવાનું તેનાથી બને તેમ નહોય એ સ્વાભાવિક છે. આથી ત્યાં સ્ત્રીઓને જ

ઘર ચલાવવું પડે છે. શહેરના હલકા વર્ગની છોકરીઓને કામ કરવું પડે છે પણ ત્યાં સહેજ મોટા ઘરની છોકરીઓને કામ કરવું પડતું નથી. અગાઉ દરેક સ્ત્રીઓના સંબધમાં એક કાયદો હતો કે દરેકે મોં ઢાંકી રાખવું, જ્યાં પુરુષોની અવરજવર હોય ત્યાં જવું નહિ. તુર્કસ્તાનમાં મકાનો પણ બે ભાગમાં વહેંચાએલાં રહેતાં. બાળકો અને સ્ત્રી વર્ગ માટે 'હારેમ' કે જનાનખાનું, અને પુરુષો માટે 'સાલામ લાયેક' કે બેઠકખાનું. કોઇ મળવા આવે ત્યારે બૈરાંઓ એ બેઠક ખાનામાં હાજર રહી શકે નહિ. લોકો કહેતા કે હજરત મહમ્મદ સાહેબે સ્ત્રીના ચંદ્ર મુખ પર બુરખો રાખવો એવી આજ્ઞા ફરમાવી છે, ત્યારથી એ બુરખાનો રિવાજ ચાલ્યો આવે છે. આ વિચારની વિરુદ્ધમાં નવીન તુર્કસ્તાનની વિપ્લવ માર્ગી તરુણી હારિજસેલ્મા એક્રામ કહે છે કે "પયગંબરના મૃત્યુ પછી ઘણા સૈકા બાદ દુષ્ટ શાસન કર્તાઓએ તેમના ઉપદેશનો ખોટો અર્થ કરી નિર્ણય કર્યો છે કે જાડા અવગુંઠનથી સ્ત્રીઓને ઢાંકેલી રાખવી. આરબોએ સૌ પહેલાં સ્ત્રીઓને પડદામાં ઘાલી, ત્યાર બાદ ઇરાનીઓએ એ માર્ગનું અનુકરણ કર્યું. ક્રમે ક્રમે એ પાપ ઇ.સ.ની તેરમી કે ચૌદમી સદીના અરસામાં તુર્કસ્તાનમાં પેઠું. તે વખતે સુલતાન પહેલા ઉસમાનના તાબા નીચે ભટકતી જાતોએ એકત્ર થઇ તુર્કનું નામ ધારણ કર્યું હતું." ઓગણીસમી સદીના મધ્ય ભાગ સુધી ઊંચા દરજ્જાના વર્ગોમાં આ રિવાજ નિર્દયપણે પ્રચલિત હતો. ત્યારબાદ દેશમાં એકાદ બે કન્યાશાળાઓ સ્થપાઇ. કેળવાએલા ને ઉદાર જુવાનો યુરોપ જઇ ઉચ્ચ કેળવણી અને ઉદાર ચિત્તની સાથે સ્વાધીનતાના વિપ્લવમંત્રો ગ્રહણ કરી દેશમાં પાછા ફર્યા, એટલે એ પ્રાચીન હારેમોના સડેલા આવરણ પર તરુણોનો વજ્રઘાત કડકડાટ કરતો પડ્યો. જુવાનોએ પોકારીને કહ્યું, "સ્ત્રીઓ, જાગો!" મુક્તિના નિનાદ

સાંભળી સ્ત્રી વર્ગના શિથિલ શૃંખલ ઢીલાં પડવા લાગ્યાં. છેવટે સ્વતંત્રતાના આહ્વાનને માથે ચઢાવી તરુણીઓએ એ શૃંખલા તોડી બહાર આવી યુવકોને અભિનંદન આપ્યાં.

મુસ્તફા કમાલે આવી પ્રાચીન તુર્કસ્તાનના સોનેરી પાંજરાંનાં દ્વાર મુક્ત કરતાં જ નંદનવનનાં પક્ષીઓની માફક દેશમય છડાઇ પડેલાં મુક્તિનાં મહાસંગીતમાં પોતાનો સૂર પૂરવા તુર્કસ્તાનની સ્ત્રીઓ પણ બહાર પડી. ઉસમાની સોનું ને હીરા મોતી ઘરમાં પડ્યાં રહ્યાં, મૂર્ખ લોકો એની લાલચથી સ્ત્રીઓને સદા વશ રાખતા આવ્યા હતા. બંધનની પ્રતિક્રિયા હંમેશા ઉછૃંખલતામાં પરિણમે છે. તેથી તુર્ક યુવતીઓ પ્રાચીન સમાજના જુલમનો બદલો લેવા માટે જ ઉદ્દામ આગ્રહને વશ થઇ સ્વતંત્રતાની તીવ્રસુરા આજે પરિપૂર્ણ સ્વરૂપમાં પાન કરી રહી છે. આજકાલની તુર્ક રમણી અને ફ્રેન્ચ રમણી વચ્ચે જરા પણ તફાવત રહ્યો નથી. ચામડીના રંગ જેવાં મોજાં, ટૂંકા ફ્રાક, અને બૅનેટ પહેરેલી યુવતીઓ અત્યાર સુધી ઢાંકી રાખેલાં શરીરને ઉઘાડાં કરી બતાવવા માગે છે. બહુ પત્ની કરનારા જૂના વિચારના પુરુષોના સ્વચ્છંદીપણા ઉપર આવી રીતે ચાબુકના માર મારવાનું કામ એક ચીના સ્ત્રીઓ સિવાય બીજું કોઇ કરી શક્યું નથી.

આ સંબંધમાં હારિજ સેલ્મા એક્રામના આત્મચરિત્રમાંથી થોડો ભાગ ઉતારી વર્તમાન તુર્ક તરૂણીઓના મનોભાવનો કંઇક પરિચય આપીશું. આ યુવતીની ઉંમર લગભગ પચીશ વર્ષની છે. તે કોન્સ્ટાન્ટિનોપલની અમેરિકન શાળાની ગ્રેજ્યુએટ છે. સેલ્મા કહે છે કે,

" તુર્ક સ્ત્રી વર્ગમાં બુરખો ન નાખવામાં હું પહેલી નથી. ખરું કહું તો બુરખો મેં કદી નાખ્યો જ નથી. બુરખો પહેરવાની મેં સાફ ના પાડી હતી. આ માટે રસ્તા પર જતાં આવતાં મારે કેટલીય

સાંભળી સ્ત્રી વર્ગના શિથિલ શૃંખલ ઢીલાં પડવા લાગ્યાં. છેવટે સ્વતંત્રતાના આહ્વાનને માથે ચઢાવી તરુણીઓએ એ શૃંખલા તોડી બહાર આવી યુવકોને અભિનંદન આપ્યાં.

મુસ્તફા કમાલે આવી પ્રાચીન તુર્કસ્તાનના સોનેરી પાંજરાંનાં દ્વાર મુક્ત કરતાં જ નંદનવનનાં પક્ષીઓની માફક દેશમય છવાઇ પડેલાં મુક્તિનાં મહાસંગીતમાં પોતાનો સૂર પૂરવા તુર્કસ્તાનની સ્ત્રીઓ પણ બહાર પડી. ઉસમાની સોનું ને હીરા મોતી ઘરમાં પડયાં રહ્યાં, મૂર્ખ લોકો એની લાલચથી સ્ત્રીઓને સદા વશ રાખતા આવ્યા હતા. બંધનની પ્રતિક્રિયા હંમેશા ઉછૃંખલતામાં પરિણમે છે. તેથી તુર્ક યુવતીઓ પ્રાચીન સમાજના જુલમનો બદલો લેવા માટે જ ઉદ્દામ આગ્રહને વશ થઇ સ્વતંત્રતાની તીવ્રસુરા આજે પરિપૂર્ણ સ્વરૂપમાં પાન કરી રહી છે. આજકાલની તુર્ક રમણી અને ફ્રેન્ચ રમણી વચ્ચે જરા પણ તફાવત રહ્યો નથી. ચામડીના રંગ જેવાં મોજાં, ટૂંકા ફ્રૉક, અને બૅનેટ પહેરેલી યુવતીઓ અત્યાર સુધી ઢાંકી રાખેલાં શરીરને ઉઘાડાં કરી બતાવવા માગે છે. બહુ પત્ની કરનારા જૂના વિચારના પુરુષોના સ્વચ્છંદીપણા ઉપર આવી રીતે ચાબુકના માર મારવાનું કામ એક ચીના સ્ત્રીઓ સિવાય બીજું કોઇ કરી શકયું નથી.

આ સંબંધમાં હારિજ સેલ્મા એક્રામના આત્મચરિત્રમાંથી થોડો ભાગ ઉતારી વર્તમાન તુર્ક તરુણીઓના મનોભાવનો કંઇક પરિચય આપીશું. આ યુવતીની ઉંમર લગભગ પચીશ વર્ષની છે. તે કોન્સ્ટાન્ટિનોપલની અમેરિકન શાળાની ગ્રેજ્યુએટ છે. સેલ્મા કહે છે કે,

"તુર્ક સ્ત્રીવર્ગમાં બુરખો ન નાખવામાં હું પહેલી નથી. ખરું કહું તો બુરખો મેં કદી નાખ્યો જ નથી. બુરખો પહેરવાની મેં સાફ ના પાડી હતી. આ માટે રસ્તા પર જતાં આવતાં મારે કેટલીય

મશ્કરી સહન કરવી પડી છે! દેશનો કાયદો મારાં માબાપને આ ખાતર કોઇ પણ વખતે કેદ કરી શકે તેમ હોવાથી અથવા મારાં મા બ્હેનોને આ ખાતર કોઇ પણ વખતે કેદ કરી શકે તેમ હોવાથી અથવા મારાં મા બ્હેનોને લોકો આ ખાતર અપમાન કરી બેસે એવી ધારણાથી છેવટે ઘરનાં માણસો સાથે ચાલવા કરવાનું પણ મેં તદ્દન બંધ કરી દીધું હતું.

"પરંતુ વાળ કપાવવામાં તુર્ક સ્ત્રીવર્ગમાં પહેલો નંબર મારો આવે છે. મારા વાળ ખૂબ લાંબા હતા. આટલા લાંબા વાળ સાફ રાખવા અને બાંધવાનું કામ મને જરા પણ પસંદ ન હોતું. આ બાબતમાં મને મારા માબાપે કદી ક્ષમા આપી નથી.

"મારી બ્હેન બુરખો નાખતી, એક દિવસ તેની સાથે મને જોઇ સરકારે પિતાજીને ધમકાવી લખ્યું કે તેં તારી છોકરીને હેટ કેમ પહેરાવી છે? આ બનાવ બન્યા પછી હું ઘરનાં કોઇ પણ માણસ સાથે બહાર નીકળતી નહિ. એ વખતે હું કોન્સ્ટાન્ટિનોપલની અમેરિકન કોલેજમાં ભણતી હતી. ત્યાં અંગ્રેજી અને ફ્રેંચ ભાષા શીખવવામાં આવતી. તુર્કી ભાષાતો મારી માતૃભાષા હતી. આથી જ્યારે હું રસ્તામાં ચાલતી ત્યારે મને કોઇ તુર્ક સ્ત્રી તરીકે ભાગ્યે જ ઓળખતું...

"લગભગ એક વર્ષ પછી અમેરિકાથી હું પાછી ફરી. મેં જોયું કે પુરુષોએ હેટ વાપરવી શરૂ કરી છે. નવી સરકાર એમાં ઉત્સાહ રેડી રહી છે. મુસ્તફા કમાલે પહેલેથી હેટનો વ્યવહાર શરૂ કર્યો છે. રાષ્ટ્રીય સરકારે કાયદો કરી ફેઝટોપીનો વપરાશ બંધ કરી દીધો છે.

"ઘણાખરા તુર્કોની નજરે હેટ ખ્રિસ્તી ધર્મની નિશાની છે. તેથી કાયદાદ્વારા હેટનો વપરાશ વધારવામાં આવ્યો. તેમ ન બન્યું હોત તો ધર્મને નામે ભારે ચળવળ ચાલી હોત. કાયદો થવાથી ફેઝની જગ્યા હેટે લીધી એટલે ધર્મને નામે કોઇ હેટ વિરુદ્ધ બોલી શક્યું નહિ.

તો પણ સ્ત્રી વર્ગનો બુરખો દૂર કરવા માટે કોઇ પણ પ્રકારનો કાયદો કરવો પડયો નથી. શહેરની છોકરીઓમાં તો હેટનું પ્રચલન પણ વધતું જાય છે. છોકરીઓએ ટૂંકો પોશાક પહેરી ફરવું શરૂ કર્યું છે. ઘણીખરી છોકરીઓ આ યુરોપીઅન પોશાક સાથે માથે રંગીન રૂમાલ પણ બાંધવા લાગી છે...એ હેટ કરતાં વધારે સુંદર લાગતું હોવાથી તુર્કી છોકરીઓમાં રૂમાલનું ચલન વધતું જાય છે. ઉચ્ચ વર્ગની કેળવાએલી સ્ત્રીઓમાંની કોઇ કોઇ છોકરીઓનું અનુકરણ કરી નવીન પ્રકારનો પોશાક પહેરે છે ખરી, પણ તેઓ હજુ બહુ પછાત છે. ઘણી છોકરીઓએ હાલમાં વાળ કપાવવાનું પણ શરુ કરી દીધું છે.”

ફ્રેંચ સાહિત્યનાં વાચનના પ્રતાપે તુર્ક સ્ત્રી વર્ગમાં આજકાલ ફ્રેંચ પ્રભાવ વિશેષ પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે. ભણતરમાં પણ તેઓએ ફ્રેંચ સ્ત્રી વર્ગ તો શું પણ યુરોપની કોઇ પણ જાતિને પાછી પાડી દીધી છે. પરંતુ હાલમાં આ બધી ક્રિયા સામે થોડો થોડો વિરોધ પણ જાગ્રત થયો છે ખરો. છોકરીઓએ જોયું છે કે ફ્રેંચ મનોવૃત્તિની સાથે તુર્ક મનોવૃત્તિ બરાબર મેળ ખાતી નથી. તુર્કસ્તાનના જાતિય જીવનમાં દેહ અને ચિત્તનો એકાદ બળવાન ભાવ રહી ગયો છે કે જે ફ્રેંચ નારી વર્ગમાં મળી આવતો નથી. આથી બીજી દિશામાં દૃષ્ટિ દોડાવવામાં આવી છે. આ નવીન ચળવળનો એક નેતા કહે છે કે, “આપણે આપણી કન્યાઓને પેરિસની સ્ત્રીઓની માફક શોખીન અને ચતુર બનાવવા માગીએ છીએ, તેમ જર્મન અને સ્વિસ છોકરીઓની માફક સર્વાંગશિક્ષિતા અને અંગ્રેજ તથા અમેરિકન સ્ત્રીઓની માફક પ્રશાંત અને દેહમાં સુદૃઢ બનાવવા માગીએ છીએ.” આથી દેશમાં સર્વત્ર છોકરીઓનાં શરીરને સુદૃઢ બનાવવા માટે કસરતશાળાઓ સ્થપાતી જાય છે. તુર્ક બાળાને ઘોડેસ્વારી, ટેનિસ, નૃત્ય, તરવાનું, નૌકા ચલાવવાનું વગેરે કાર્યમાં દક્ષ બનાવવા માટે પ્રબળ પ્રયત્નો થઇ રહ્યાં છે.

## પ્રકરણ ૭ મું

## જાતિનું ઘડતર

એક વર્તમાનપત્રના ખબર સમક્ષ એક વખતે પરદેશ ખાતાના પ્રધાન ઇસમત પાશાએ કહ્યું હતું, કે "વર્તમાન તુર્કસ્તાન સાથે પ્રાચીન તુર્કસ્તાનને એક માની સેળભેળ કરવાની કંઇ જરૂર નથી. બન્ને વચ્ચે પુષ્કળ અંતર છે, બન્ને વચ્ચે સંપૂર્ણ જુદાઇ થઇ ગઇ છે. નવીન તુર્કસ્તાનનો જન્મ એ એક વેદનાની કથા છે. નવીન તુર્કસ્તાનની શક્તિ અને આકારની વૃદ્ધિ રણજય દ્વારા થઇ છે. આજે જેઓ તેના પર અમલ ચલાવે છે, તેના રસ્તા નવીન છે. દેશના જૂના અમલદારો સાથે તેની પદ્ધતિ જરા પણ મળતી આવતી નથી આ નવી અવસ્થા સાથે મેળ બેસાડવા માટે જ આજે યુરોપી સત્તાઓએ પોત પોતાની નીતિનું પરિવર્તન કરવું પડશે, તુર્કસ્તાનનું આ ઉત્થાન કામચલાઉ નથી, એ નક્કી માનજો. દિનપ્રતિદિન જાતિની આ શક્તિ સુદૃઢ બનવાની છે. સમગ્ર તુર્કજાતિ અમારી સાથે છે. અસંતોષના બીજો નથી એમ તો હું નથી કહેતો. એ તો અવશ્ય રહેવાનો જ છે. એના વિનાનો કોઇ દેશ ભાગ્યે જ હશે. પરંતુ સંઘબદ્ધ બની વિષમ બાધા નાખવા કોઇ આવતું નથી. રાષ્ટ્રીય પરિષદ્‌ના ઠરાવ અને સિદ્ધાંતોને દેશે આનંદપૂર્વક ગ્રહણ કર્યા છે. જે કાયદાઓએ જૂના રીતરિવાજોને મૂળમાંથી ઉખેડી નાખ્યા છે, તે કાયદાઓને તો જાતિએ ખાસ ઉત્સાહપૂર્વક આવકાર

આપ્યો છે. સ્ત્રીસ્વાધીનતા, રાષ્ટ્ર અને ધર્મનો સંબંધ રદ કરવો, સુલતાનીનો ઉચ્છેદ, પ્રજાસત્તાકની સ્થાપના, ખિલાફતનો ધ્વંસ આ બધાનું પ્રજાએ એકી અવાજે સમર્થન કર્યું છે......ઘણા સૈકાથી તુર્કજાતિ હંમેશના યુદ્ધની દુર્દશાથી નબળી પડી ગઇ હતી. અમારા ચાલુ શાસનતંત્રે જાતિની સ્વતંત્રતા સાથે શાંતિ, જય અને સમૃદ્ધિને સ્થિર કર્યાં છે. આજે અમે એટલું જ ઇચ્છીએ છીએ કે દેશની શ્રીવૃદ્ધિને માટે અમને શાંતિથી મહેનત કરવા દો. જાતિના પુનઃર્ગઠનને માટે જે મહાવ્રત અમે સ્વીકાર્યું છે તેને નિરાંતે ઉજવવા દો. અમારા સમક્ષ જન્મભૂમિ એ સૌથી શ્રેષ્ઠ વસ્તુ છે. અમારી સર્વ કલ્પના, સર્વ સંકલ્પનું મૂળ અમારી આ જન્મભૂમિ છે. અમારા પ્રત્યેક પ્રયત્નનો સંજીવન મંત્ર 'જન્મભૂમિ' છે. રાષ્ટ્રીયતાએજ તુર્કસ્તાનનું રક્ષણ કર્યું છે; આ જાતિયતાને પરિણામે જ અમે અમારા રાષ્ટ્રીય કરાર [ National Pact ] અનુસાર ચાલતા આવ્યા છીએ."

મુસ્તફા કમાલ અને નવીન તુર્કસ્તાનના બીજા સરજકો કઇ રીતે રાષ્ટ્રીયતાના આ જયધ્વજને ઉન્નત રાખી દેશને આધૂનિક અને શક્તિ-સંપન્ન બનાવી રહ્યા છે તે જાણવાની બહુ જરૂર છે. ધ્વંસ શ્રેષ્ઠ છે કે ઘડતર, એ પ્રશ્નનો જવાબ બહુ કઠણ છે. જાતિના બદ્ધ મૂલ બની ગયેલા સંસ્કારો અને ટેવો મૂળમાંથી ઉખેડી નાખવા એ સહેલું છે, કે તેને નવીન સંસ્કારોની દીક્ષા આપવી એ સહેલું છે તેનો નિર્ણય કરવાનું કામ કષ્ટસાધ્ય છે, મુસ્તફા કમાલને તો ધ્વંશ અને સૃષ્ટિ એ બંને કાર્યો કરવાં પડયાં છે. એ બાબતનો કંઇક પરિચય કરાવવા પહેલાં નવીન તુર્કસ્તાન સંબંધી મિ. રેમન્ડ કોલહાટે પોતાનો જે અનુભવ વર્ણવ્યો છે. [ Turkey To-day from L'Ere Nouvelle ] તેનો ઉલ્લેખ કરવાની જરૂર છે. મિ. કોલહાટ કહે છે કે:—

"ગઇ વખતે હું જે કંઈ જોઈ ગયો છું, તે કરતાં આ વખતે ઇસ્તંબૂલની પુષ્કળ ઉન્નતિ થઇ છે. રેલવે સ્ટેશન મળતાવડા સ્વભાવના અમલદારોથી ભરપૂર છે. ઇન્સ્પેક્ટર આવી મારા માલને તપાસી ગયો, તે સંબંધી પડપૂછ પણ શાંતિ ભાવે કરી ગયો. બક્ષીશને માટે કોઇ કંટાળો આપતું નથી. ગાડીઓ સ્વચ્છ બની છે. પ્રત્યેક ગાડીમાં મિટરનું માપ પણ રાખવામાં આવ્યું છે. ભિખારી બાળકોનો ત્રાસ નથી. મોટી મોટી પાઘડીવાળાં, લૂલાં, લંગડાં બધાં કોણ જાણે ક્યાં નાસી ગયાં છે.

"રસ્તાઓ પહેલા કરતાં વધારે સ્વચ્છ છે. નાનાં નાનાં લાલ અને સફેદ બટનોવાળા અમલદારો વાહનોને નિયમમાં રાખે છે, પ્રત્યેક વાંક આગળ ઊંચી વેદી ઉપર એ અમલદારો ઊભા હોય છે, તેઓના ચકચકિત લાલ ચામડાની ટોપીઓ મુસાફરોના માથાથી ઘણે ઊંચે રહી રસ્તાની મુસાફરીને સુગમ બનાવી મૂકે છે. પશ્ચિમનું અનુકરણ થઇ રહ્યું છે. ફેઝ અને પાઘડીનું સ્થાન હેટે લીધું અને તેથી બજારની છબી જ ફેરવાઇ ગઇ છે.

"અમે માર્મારિસ પહોંચ્યા. અહીં બધું તુર્કી બનાવી મૂકવામાં આવ્યું છે. તરુણ તુર્કોના પહેલા વિપ્લવ પછી નવીન શાસનકર્તાઓએ ધાર્યું હતું, કે યુગની સાથે તાલ જાળવી ચાલવું હોય તો વિશ્વપ્રેમી બનવું પડશે; દેશ દેશવાસીને ચાહે છે. અહીં યાહુદી, અરબ, ગ્રીક, આર્મિનિયન અને તુર્કી એવા ભેદ રાખવા પાલવશે નહિ. પરંતુ આ તરુણ જાતિને ધીમે ધીમે સમજ પડી કે ગ્રીકો હમેશાં ગ્રીસતું જ તાણે છે, આર્મિનિયનો રશિયા સાથે કાવતરાં કરે છે, અને અરબો તુર્કસ્તાનથી જુદા પડી સ્વતંત્ર થવા માગે છે. આથી એ વિશ્વપ્રેમના વિચારો બદલાઈ ગયા. નવીન તુર્કસ્તાનની નીતિ એ થઇ કે પરદેશી

અને અવિશ્વાસુ લોકો સાથે વિશાળ સામ્રાજ્યમાં વસવા કરતાં, શુદ્ધ તુર્ક બની નાના સરખા તુર્કસ્તાનમાં વસવું એ વધારે હિતકર છે. [Better a little Turkey purely Turk than a big Turky populated by aliens and infidels] મહાયુદ્ધ પછી રાષ્ટ્રની નીતિ આ જાતની હતી. અને ત્યારથી આ વિચાર મુજબ જ તુર્કસ્તાનની નીતિ ચાલતી આવે છે.

"પરંતુ આ નીતિ અમલમાં મૂકતાં પ્રથમ ભાષાની વાત આવી પડી. ઇ. સ. ૧૯૧૬થી રસ્તા પરનાં સાઇનબોર્ડ વિદેશી ભાષામાં લખાવાં બંધ પડ્યાં. ટ્રામ ગાડીમાં અને રસ્તાના વળાંક આગળ પહેલાં ફ્રેંચ ભાષામાં જાહેરખબરો ચોડાતી હતી, ત્યાં હવેથી તુર્કી ભાષા પ્રચલિત થઇ છે. એવો કાયદો થયો છે કે સરકારી કે બીન સરકારી બધું કામ દેશી ભાષામાં જ ચલાવવું જોઇએ. આને પરિણામે ઘણાં કારખાનાંમાંથી, દુકાનોમાંથી ને વેપાર ધંધામાંથી વિશ્વાસુ જૂના કારભારીઓને રજા આપવી પડી છે, પરંતુ તેની જગા કેળવાએલા દેશી યુવકોએ લીધી છે. આધૂનિક કાળમાં એવા પણ પ્રયત્નો થવા લાગ્યા છે કે દેશનો બધો વેપાર દેશબંધુઓના હાથમાં આવે. તુર્કો આજ કાલ બેંક, ખાણો અને રેલવેના ધંધા ચલાવી રહ્યા છે. દેશી કે પરદેશી બધા ઉપર એક સરખો તુર્કી કાયદો લાગુ પડે છે. નવા દિવાની કાયદા રચાય ચૂક્યા છે. બધી શાળાઓમાં તુર્કી ભાષા શીખવવામાં આવે છે. એની સાથે પાશ્ચાત્ય વિજ્ઞાન અને આચાર વ્યવહાર પણ દેશમાં પ્રચલિત થતા જાય છે.—"

"જો નવીન તુર્કસ્તાનને ઓળખવું હોય તો મોટાં મોટાં શહેર છોડી ગામડામાં જઇ ત્યાંની અવસ્થા બરાબર નિહાળવી જોઇએ. હાલમાં હું ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલા એનાહોલિઆમાં ત્રણ

અઠવાડિયાં ગાળી આવ્યો છું. આ પહેલાં પણ એ વિભાગથી હું સારી રીતે જાણીતો હોવાથી નવા ને જૂનાની તુલના હું સારી રીતે કરી શકયો છું. ગયા યુદ્ધને પરિણામે દેશની દોલત લુપ્ત થઇ ગઇ હતી, ગામડાઓ જનશૂન્ય બની ગયા હતાં, ખેતર પડતર જમીનના રૂપમાં ફેરવાઇ ગયાં હતાં. મનુષ્યની મૂડી માત્ર સાહસ, નિર્ભરતા અને કિસ્મત પર આવી રહી હતી. આ દુર્દશાને પરિણામે કઠણ પ્રાણવાળી જાતિ પોતાની જન્મભૂમિની છાતી પકડી રહી. સુલતાનો આ ગામડા તરફ નજર પણ નાખતા નહોતા, તેથી જ્યારે વિજયી "ગાઝી" જઇ તેઓની વચ્ચે ઊભો ત્યારે તેઓએ તેને દેવદૂત માન્યો. પાર્લામેંટના કાયદાને તેઓ ગાઝીનું ફરમાન માની પેગંબરની આજ્ઞા રૂપે માનતા આવ્યા છે......"

"રોડસનથી હું પ્રથમ માર્મારિસ પહોંચ્યો. સ્થળ બહુ શાંત છે. અનેક ઘરોનાં ખંડેરો પડ્યાં છે. હાલમાં ગ્રીકોને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા છે. રસ્તામાં માણસો નથી. સંધ્યાકાળ વખતે સમુદ્ર કિનારે આવેલાં એક રેસ્ટોરામાં કેટલાક માણસો આવી એકત્ર થાય છે. તેઓએ યુરોપિયન પોશાક પહેર્યો છે. માથે સાધારણ રીતે સખત હેટ પહેરેલી છે. એકાદ બેએ બનાતની ટોપી પણ પહેરી છે. એક સ્થાનિક અમલદારે મને કૉફી પીવાનું આમંત્રણ આપ્યું. બન્ને વચ્ચે મિત્રતા જામી ગઇ. મેં પૂછ્યું, "અહીં આનંદ કે મોજમજાનું નામ જણાતું નથી." આના જવાબમાં તેણે કહ્યું, "ખરી વાત કહો છો. અહીં માત્ર અમે સરકારી અમલદારો જ છીએ. અમારે માટે કામચલાઉ કલબ અને સમાજ અમે અત્યાર સુધીમાં ઊભી કરી દીધી છે. અમારી ચોપડીઓ અમે જ વાંચીએ છીએ, અમારા સંબંધની જ વાતચીત કરીએ છીએ, થોડી રમતગમત પણ કરીએ છીએ. વખતે વખતે આજુબાજુના લોકોને અમે બોલાવીએ છીએ. તેઓ આવી અમારી

વાતચીત સાંભળી નવી સરકાર શું કરવા માગે છે તેની ધારણા મગજમાં ઉતારે છે. આ પ્રમાણે તેના વિચારો ધીમે ધીમે સરકારનાં કાર્યો પ્રત્યે વળતા જાય છે...જો કે હજુ સ્થિતિ બહુ સુધરી નથી. માત્ર કામ જ શરૂ થયું છે. પરંતુ આ જિલ્લામાં જ્યાં પ્રથમ એક જ અર્ધમૂર્ખ શિક્ષક હતો તેને બદલે અત્યારે ૨૬ કેળવાએલા શિક્ષકો કામ કરી રહ્યા છે. છોકરાંઓ નિશાળમાં જઇ વાંચતાં લખતાં શીખે છે. નકામી, બાતલ કરવા જેવી ધાર્મિક વાતો હવે ત્યાં શીખવવામાં આવતી નથી. છોકરાંઓની ઉન્નતિના વિચારો આવવા લાગ્યા છે. દુનિયાને તેઓ સમજતાં શીખ્યા છે.

"મેં પૂછ્યું, 'એ તો ઠીક, પણ લોકોને પ્રથમ તો જીવવું જોઇએ ને? એ બધાં કાર્યમાં તો પૈસા જોઇએ?' આ પ્રશ્નના જવાબમાં તેણે કહ્યું કે જાતિ હજુ સજીવ છે. અમારી જાતિ ખૂબ સહનશીલ છે. તુર્કી ખેડૂતો અભણ છે એ વાત ખરી, પરંતુ બહુ જ નિર્દોષ અને વિશ્વાસુ છે. આ બધાં પડી ગએલાં મકાનો અને પડતર જમીન જોઈ આપ એમ ધારતા હશો કે અમે દેશના ખરા ઉત્પાદનકારી વર્ગને દેશમાંથી હાંકી કાઢ્યો છે. અને ખરેખર એ વર્ગને હાંકી કાઢવાથી અમને તાત્કાલિક અગવડ ઊભી થઇ છે. પરંતુ સાહેબ, હાલમાં જે પ્રકારની શૃંખલા અને પાડોશીઓ વચ્ચેનો સદ્‌ભાવ પ્રગટી નીકળ્યો છે. તેના પ્રમાણમાં એ નુકસાન જરા પણ વિસાતમાં નથી. ધર્મને ખાતર વાદવિવાદ, જાત જાત વચ્ચે ટંટા વગેરે બધું તદન લુપ્ત થઇ ગયું છે. આજે અમે બધા તુર્ક છીએ; એક જ કાયદાને વશ છીએ; અમે બધા આજે લોહીના બંધનથી જોડાએલા ભાઇઓ છીએ; અંગે એક છીએ, અખંડ છીએ.

"મેં કહ્યું, 'ગમે તે હો પણ હું તમારો વિશ્વાસ અને તમારી દેશભક્તિનાં વખાણ કર્યા સિવાય રહી શકતો નથી.'

"પેલો અમલદાર બોલવા લાગ્યો, 'મારાં વચનોમાં આપ શ્રદ્ધા રાખો, સહેજ ધીરજ ધરો, આ બધાં નાનાં બાળકોને મોટાં થવા દો. અમે ખેતર તૈયાર કરી બીજ વાવી જઇશું અને તેઓ પાક લણશે.'

"પંદર દિવસ સુધી એક ગામડેથી બીજે ગામડે એમ પુષ્કળ ભટક્યો, સર્વત્ર એકની એક સ્થિતિ છે. રહેવાશીઓ ગરીબ છે ખરા, પરંતુ આ સાહસિક ખેડૂતો નવી સરકારને પોતાના ભાગ્યની સોંપણી કરી નિશ્ચિંત છે, જૂની તુર્કી ટોપી ફેજને રજા આપી તેઓએ હેટ ધારણ કરી છે ખરી, પરંતુ તેથી તેઓની તુર્ક પ્રકૃતિ બદલાઇ નથી. કોઇ કોઇ વખતે મને એવું પણ લાગ્યું કે તેઓ રાજ્ય પરિવર્તન થયું છે એ વાત જ જાણતા નથી.

"તેઓએ સાંભળ્યું છે કે જૂની સુલતાની અને ખિલાફતને બદલે મનુષ્યના જાન ઉપર અત્યારે બે નવી ચીજો કામ કરી રહી છે. જન્મ-ભૂમિ અને સ્વાધીનતા. મનુષ્યના જ્ઞાનને એથી વિશેષ લાભ નુકસાન થયાં નથી. કર તો જેવો ને તેવો છે જ. કાલે તેઓ સુલતાનને કર આપતા હતા ને આજ પ્રજાતંત્રને આપે છે. સુધારાને લીધે શી સગવડો મળી છે એ વાત હજુ તેઓ સમજી શક્યા નથી. ઉલટું કેટલીક બાબતમાં તો તેઓને અગવડ પ્રાપ્ત થઇ છે એમ માને છે. પરંતુ તે ખાતર તેઓ કોઇ પણ પ્રકારની ફરિયાદ કરતા નથી. એ બધું જન્મભૂમિ ખાતર છે, તેથી બધું સહન કરવું જ જોઇએ એમ તેઓ માને છે.

"મુસ્તફા કમાલ પ્રકૃતિસિદ્ધ સુધારક છે. સાધારણ રાજનીતિકારની દૃષ્ટિ કરતાં તેની દૃષ્ટિ બહુ વિશાળ છે. ચિરકાળ દુઃખભારથી દબાએલી જાતિનો ભાર માથે લઇ તેણે અપાર સાહસનું કામ કરી બતાવ્યું છે. જૂના વહેમોને ઉખેડી નાખી વર્તમાન સંસ્કૃતિનું બધું ગ્રહણ કરવા તે યત્નશીલ છે. સ્વતંત્રતાના રક્ષણ માટે, ઘણી વેળા સ્વાધીનતાને પણ

તાબામાં લાવ્યા સિવાય તે રહી શકતો નથી. તે એક લોખંડી ઇચ્છા શક્તિનો અવતાર છે!

"પરંતુ મૂળમાં પેઠેલો સડો કંઇ એક દિવસમાં દૂર થતો નથી. પછી જો કે તેને સુધારવા માટે ભલેને ભગીરથ પ્રયત્નો કરવામાં આવે. તો પણ શું? કાયદાની કલમ વડે કંઇ મેલેરિયા હાંકી કાઢી શકાય નહિ, ઉપદંશના રોગીને કંઇ કાયદાની દુહાઇ વડે નિરોગી બનાવી શકાય નહિ. બીજું કોઇ હોત તો આ વિષમ કાર્યમાં હાથ નાખવાનું જ સાહસ ન કરત. પરંતુ મુસ્તફા કમાલ પાશાએ તો ભવિષ્યનો વિચાર કર્યો. ખરા કર્મવીરની માફક ફળનો ત્યાગ કરી તે કાર્યક્ષેત્ર પર ઉતરી પડ્યો. દૃષ્ટાંત તરીકે કહી શકાય કે દેશના ગરમીના રોગો અટકાવવા માટે અત્યાર સુધી દાક્તરો કહેતા આવ્યા હતા કે આરોગ્યના સર્ટિફીકેટ સિવાય વિવાહ કરવાનું બંધ રાખવું જોઇએ. રાજદ્વારીઓ કહેતા હતા આ કાર્ય અસંભવિત છે. મુસ્તફા કમાલે એ અસંભવિત કાર્યને સંભવિત બનાવ્યું છે. નિયમ ઠરાવવામાં આવ્યો છે કે જો વિવાહ કરનારાં સ્ત્રી કે પુરુષને ગરમીનો રોગ હોય તો તેણે તંદુરસ્ત થયા સુધી વિવાહનું કાર્ય મુલતવી રાખવું જોઇએ. તુર્કજાતિએ આ આદેશ માથે ચઢાવ્યો છે. દેશમાં દાક્તરો થોડા છે. ખેડૂતોને આ રોગ દૂર કરાવવા દૂર દૂરથી શહેરમાં ઇન્જકશન લેવા આવવું પડે છે. તુર્કજાતિની શાન્ત આજ્ઞાંકિતતા મુક્તિના માર્ગને વિશાળ બનાવી દે છે.

"મેલેરિયા વિરુદ્ધની લડત હજુ આટલી બધી આગળ વધી નથી. દરેકને આ રોગમાં ક્વિનિન ખાવાની ફરજ પાડવામાં આવી છે. કોઇ કોઇ સ્થળે દેશી વૈદ્યોમાંના કોઇ કોઇ વગર કીંમતે ક્વિનિન વહેંચે છે એટલું જ. આ લડત બહુ મુસ્કેલ છે. લાયક અમલદારો મળતા નથી. મેં સાંભળ્યું છે કે લગભગ આઠ હજાર અમલદારોને દગાખોર તરીકે

હાલમાં પકડવામાં આવ્યા છે ને તેના પર કોર્ટમાં દાવો કરવામાં આવ્યો છે. આમ કરવાનો ઉદ્દેશ સહેજે સમજી શકાય તેવો છે. યુગે યુગે પાપને દબાવવા માટે અસ્સીમ ધર્મ અને મહેનતની જરૂર છે....'

"Perfectના રસ્તા જોવા ગયો. રસ્તા એટલા બધા સારા નથી છતાં કામચલાઉ છે ખરા. બંદર જોયું. ભારે ઉપયોગી બનાવવામાં આવ્યું છે. શહેર ફરી વળ્યો, રસ્તા સ્વચ્છ છે. નિશાળો જોઇ, બધી વિદ્યાર્થીઓથી ભરપૂર છે. મેજીસ્ટ્રેટો સાથે વાતચીત કરી જોઇ, બધા બહુ સારા માણસો લાગ્યા. માત્ર એક ચીજ મને કોઇ જગાએ ન મળી. ઇમામે મને એ વાત ખાસ જણાવી હતી તે એક જ ચીજ 'અલ્લા'ને હું કયાંય જોઇ શકયો નહિ."

પરદેશી વર્તમાનપત્રના સમાચાર મોકલનારા અને જૂના વિચારના ઇમામો સમગ્ર તુર્કસ્તાનમાં શોધી વળે છતાં અલ્લાનું અસ્તિત્વ જોઇ શકશે નહિ, પરંતુ શાસનથી સંયત બનેલા હમેશના ગુલામ ગણાતા તુર્ક માનવી આજે દેશમાં સર્વત્ર, સર્વ ક્ષેત્રને વિષે હમેશાં પોતાને પ્રગટ અને પ્રતિષ્ઠિત કરતા જાય છે. તુર્ક લોકોના પ્રતિનિધિ અને નેતારૂપે મુસ્તફા કમાલ પાશાએ જે જે સુધારા દેશમાં પ્રચલિત કર્યા છે તેનો થોડો ઉલ્લેખ કરવો અગત્યનો છે.

ખેતીઃ—દેશના પોણા ભાગના માણસો ખેતી પર ગુજરાન ચલાવે છે. કમાલે પણ આ બાબતમાં ચમત્કારિક વ્યવસ્થા કરી છે. તુર્ક પાર્લમેન્ટને ઉદ્દેશી તેણે કહ્યું હતું કે "સરળપણે સ્વીકારવું પડશે કે ખેતીની જરૂરી બાબતમાં સલાહ આપે એવો વિશેષજ્ઞ આપણામાં એક પણ નથી. આથી ખેતીની સંસ્થાઓ અને વિદ્યાલયોને વૈજ્ઞાનિક પદ્ધતિ મુજબ ખાસ વિશેષજ્ઞ દ્વારા ચલાવવાં જોઇએ. ખેતીની વ્યવસ્થાને આધુનિક બનાવવા માટે ત્યાં ખૂબ પ્રયત્નો થાય છે. દેશમાં બાર ખેતીવાડીની

નિશાળો અત્યાર સુધીમાં સ્થપાઇ ચૂકી છે. અંગોરામાં અને સાન-સ્ટેફનોમાં એક એક કોલેજ પણ સ્થાપવાનો બંદોબસ્ત થઇ ચૂક્યો છે. આ સંબંધમાં વિશેષ કેળવણી માટે સરકાર તરફથી પુષ્કળ વિદ્યાર્થીઓ અને શિક્ષકોને પરદેશ મોકલવામાં આવ્યા છે. સરકારી વિશેષજ્ઞોએ દેશની જમીન તપાસી નક્કી કર્યું છે કે અમુક જમીન અમુક પાકને જ અનુકૂળ છે. આથી સ્મર્નાની ખેતીવાડીની શાળામાં દ્રાક્ષ વિષે, બ્રુસાની નિશાળમાં તમાકુ વિષે અને આદાનીની ખેતીવાડીની શાળામાં કપાસ વિષે ખાસ જ્ઞાન આપવામાં આવે છે. દૂધાળાં ઢોરના રોગ અટકાવવા માટે સિરમ [ Serum ] શોધવા નાના પ્રકારનાં સ્થળોએ બીજાણું તપાસનારાં મથકો સ્થપાયાં છે. તીડ અને ડુક્કર એ ખેતીના બે મહા શત્રુથી પાકને બચાવવા માટે યોગ્ય રસ્તા લેવામાં આવ્યા છે. સુલ્તાની અમલમાં દેશનાં જંગલો લગભગ બધાં કાપી નાખવામાં આવ્યાં હતાં. આ બાબતમાં સખત કાયદા કરવામાં આવ્યા છે.

જમીનની વહેંચણીની વ્યવસ્થા પણ સુંદર છે. ખાસ સરકારી જમીન જે કોઇ અરજ કરે તેને મળે છે અને તે તરતજ વંશપરંપરાની સંપત્તિ બની જાય છે. તો પણ તેમ કરતી વેળા એ શરત મૂકવામાં આવે છે કે ઉપરાઉપર ત્રણ વર્ષ સુધી જમીન પડતર રહે તો એ પડતર જમીન સરકાર જપ્ત કરશે.

સુલ્તાની અમલમાં ખેડૂતો પર નાના પ્રકારનાં ખરચો ને કરો નાખવામાં આવ્યા હતા. ચાલુ સમયમાં એ બધું રદ થયું છે. પહેલાં જરૂર પડયે બધા ખેડૂતોને લડાઇ માટે તૈયાર થઇ રહેવું પડતું. વર્તમાન નિયમ મુજબ દરેકને અઢાર માસ લડાયક કેળવણી લેવી પડે છે. એ સિવાય પાક લણવાનો સમય હોય ત્યારે સૈનિકોને ખેતરમાં કામ કર-વાની છૂટી મળે છે. આ સિવાય ખેડૂતોને ખેતીના ઉપયોગ માટે પૈસા

પણ ધીરવામાં આવે છે. આ પૈસા ત્રણ વર્ષમાં પાછા ભરી આપવા પડે છે. આવી રીતે ધીરેલા પૈસાનું સરકાર વ્યાજ લેતી નથી. સરકાર તરફથી આધુનિક વૈજ્ઞાનિક યંત્રો, બીજ, બળદો વગેરે આપવામાં આવે છે. દેશમાં સર્વત્ર ખેતીવાડીની બેંક ખોલવામાં આવી છે. આ બધી બેંકોમાંથી ફક્ત ખેડૂતોને જ પૈસા ઉધાર આપવામાં આવે છે.

સ્વાધીનતાના સંગ્રામમાં ગ્રીકોએ એશિઆ માઇનરના ઉત્તર પશ્ચિમ પ્રદેશનાં લગભગ બે લાખ ઘરો તોડી પાડ્યાં હતાં. લગભગ બે કરોડ દ્રાક્ષનાં ખેતરો નષ્ટ કર્યાં હતાં, એ સિવાય એક લાખ પશુઓ, ખાસ કરીને અંગોરાનાં પ્રસિદ્ધ બકરાં આ વિદેશીઓએ એટલા મોટાં પ્રમાણમાં નષ્ટ કર્યાં હતાં કે તેની ગણતરી જ ન થઇ શકે. નવીન તુર્કસ્તાનના સંજીવની મંત્ર વડે આ પ્રદેશમાં પણ ફરીથી જીવ આવ્યો છે.

હુન્નરઉદ્યોગ અને વેપાર:—જાતિને રાજદ્વારી નાગપાશમાંથી મુક્ત કરી રશિયાના બોલ્શેવિકોની માફક મુસ્તફા કમાલે પ્રથમ દેશની આર્થિક સંપત્તિ વધારવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમ કરવા જતાં તેણે અફઘાન અમીર અમાનુલ્લાની માફક મોટી ભૂલ કરી નહિ. સ્થાનિક અવસ્થા અને સગવડ મુજબ તેણે પોતાની કામ કરવાની પદ્ધતિ નક્કી કરી લીધી. તુર્કોના સ્વભાવગત સંસ્કાર અને આર્થિક ચારિત્રને કમાલપાશા તદ્દન ભૂલી શક્યો નહિ. તેથી અતિ ઉતાવળે હુન્નર ફેલાવવાની જરૂર છતાં તુર્કસ્તાનમાં તે આ કાર્ય અતિ ધીરે પણ મક્કમ રીતે કરી રહ્યો છે. એકાએક સુધારા કરતા પહેલાં જાતિની પાસે તેને પોતાના વ્યક્તિત્ત્વની સ્થાપના કરવી પડી છે. આ વ્યક્તિત્વના પરિણામે જાતિના પ્રત્યેક માણસ પાસે આજે "ગાઝીનો" હુકમ અવશ્ય કર્તવ્યના [ફરજના] રૂપમાં રજૂ થાય છે. વેપારના ફેલાવા માટે બે વસ્તુની જરૂર છે. કેળવણી અને વેપારના માર્ગોનો વિસ્તાર. વર્તમાન પ્રધાન મંત્રી ઇસમત

પાશાની સરકાર 'રેલ્વે ગવર્નમેંટ' તરીકે પ્રખ્યાત છે. દેશની આર્થિક ઉન્નતિની ભવિષ્યની જરૂરિયાત માની તુર્કસ્તાનની સરકારની નીતિ એ થઇ પડી છે કે રાષ્ટ્રના જુદા જુદા વિભાગોને અતિ આધૂનિક રેલવે માર્ગ દ્વારા જોડી દેવા. સુલતાનનું આ તરફ જરા પણ લક્ષ નહોતું. ગયા મહાયુદ્ધ વખતે પશ્ચિમ ભાગના જૂના રેલ્વે માર્ગો નાશ પામ્યા હતા. નવીન તુર્કસ્તાન એ રસ્તાઓને ફરીથી રચવાના આજે વિચારો કરી રહ્યું છે, ઉત્પન્ન થએલા પાકને આખા દેશમાં વહેંચવા માટે આ રેલ્વે માર્ગની જેટલી જરૂર છે તેટલી જ જરૂરિયાત દેશમાં વપરાતા બાકી રહેલા માલને પરદેશમાં વેચવા મોકલવા માટે પણ છે. આ ઉપરાંત દરેક ગામડા સાથે શહેરનો અને શહેરોનો શાસનકેંદ્રો સાથે સંબંધ બાંધવા માટે પાકી સડકો પણ બંધાવા લાગી છે.

આ પ્રમાણે કેળવણી અને વેપારના માર્ગોની પ્રાથમિક તૈયારી સંપૂર્ણ થયા બાદ જાતિય શાસન પરિષદે કેટલાક કાયદાઓ પસાર કરી નવા નવા હુન્નરોના સંબંધમાં સગવડો આપવાની વ્યવસ્થા કરી. આ કાયદા મુજબ ખાસ જમીન બીજાના હાથમાં સોંપવાની રજા આપવામાં આવી. કર માફ કરવામાં આવ્યો. ઇલેક્ટ્રીક લાઇન નાખવા માટે બંદોબસ્ત કરવામાં આવ્યો. યંત્રો અને કાચા માલ પરથી જકાત રદ કરવામાં આવી. નિકાસ માલ પરની જકાત સેંકડે ત્રીશ ટકા ઓછી કરવામાં આવી. જો કોઇ પણ પ્રાંતિક સરકાર, મ્યુનિસિપાલિટી કે કંપની સરકારી સગવડો મેળવવા માગે તો પરદેશમાં ઉત્પન્ન થએલી ચીજની કીંમત કરતાં દેશમાં ઉત્પન્ન થએલી ચીજની કીંમત સેંકડે ૧૦ ટકા વધારે હોય તો પણ તેને દેશમાં પેદા થએલી ચીજ જ ખરીદવી જોઇએ એવો નિયમ થયો. જે જે કારખાનાંઓ સરકારે આપેલી સગવડો ભોગવવા માગે તેના ડિરેક્ટરો અને હિસાબી અમલદાર સિવાય બીજા બધા નોકરો તુર્ક હોવા જોઇએ, વેપાર ખાતાના મંત્રીની ખાસ

મંજૂરી લઇ હાલમાં કોઇ કોઇ કારખાનાં વિદેશી વિશેષજ્ઞ અને કેટલાક કારીગરો રાખે છે ખરાં પણ તેઓને એ શરતે એવી મંજૂરી આપવામાં આવે છે કે તેણે એ બાબતમાં જાણીતો તુર્ક મળે કે તરત એ પદ ખાલી કરવું જોઇએ. દેશના લોખંડના હુન્નરને માટે હમણાં તુર્ક શાસન પરિષદે લગભગ દોઢ કરોડ તુર્કી પાઉન્ડ મંજૂર કર્યા છે. કાગળના હુન્નર પર પણ સરકાર ખાસ નજર રાખે છે. ભાષાની લેટિન લિપિ થયા બાદ દેશમાં કાગલ, ટાઇપરાઇટર અને છાપવાનાં યંત્રોની માગણી અસંભવિત પ્રમાણમાં વધી ગઇ છે. કેવળ સરકારી કાર્ય માટે જ એક દિવસમાં અમેરિકા અને જર્મનીમાં છ હજાર ટાઇપરાઇટરનો ઓર્ડર ગયો હતો. એક વરસમાં કાગળની આયાત લગભગ ત્રણ ગણી થઇ ગઇ છે. દેશમાં કારખાનાની સંખ્યા લગભગ ૧૯૨૦ છે. રેશમી લૂગડાં, સાબુ, કામળીઓ, ખાંડ, ફળનું સંરક્ષણ અને આટાનાં કારખાનાં ત્યાં બહુ સારી રીતે ચાલે છે. કોયલા, તાંબુ, મેગેનિઝ, બોરાસાઇટ, લિગ્નાઇટ વગેરે ખનિજ પદાર્થનો વેપાર પણ સારી રીતે ચાલે છે. ઈ. સ. ૧૯૨૦માં ખાણની આવક માત્ર એક લાખ પાઉન્ડની હતી. અત્યારે તે બાર લાખ પાઉન્ડ ઉપર ગઈ છે.

આ હુન્નરઉદ્યોગ અને વેપારના ફેલાવા માટે દેશવિદેશ સહિત વેપારી સંધિઓ કરવામાં આવ્યા છતાં મુસ્તફા કમાલે તુર્કસ્તાનમાં પરદેશીઓને કોઇ પણ જાતનું સ્થાન આપ્યું નથી. તુર્ક રાષ્ટ્રીયતાનો આજે તો એ જ અર્થ થાય છે કે દેશમાંથી દરેક જાતના વિદેશી પ્રભાવને લુપ્ત કરી નાખવો, દેશમાં પરદેશીઓના કામમાં વિઘ્નો નાખવાં, દેશવાસીઓને માટે ફાયદાકારક હોય છતાં પરદેશી માલ માત્રની આયાત બંધ કરી દેવી.[1]

---

૧ "Its Nationalism takes the form of attemepts to

આરોગ્ય—પ્રજાસત્તાકની સ્થાપના પહેલાં તુર્કસ્તાનમાં આરોગ્યની સ્થિતિ તપાસવા માટે કોઈ પણ જાતનો નિયમ નહોતો. ઈ. સ. ૧૯૨૦માં જાતિય શાસન પરિષદે આરોગ્ય અને સુખાકારી ખાતાની સ્થાપના કરી. પૈસાની ખેંચ હોવા છતાં જુદા જુદા 'કાઝા' અથવા જિલ્લામાં ૧૫૦ ધર્માદા ઇસ્પિતાલો સ્થાપવામાં આવી છે. આ સિવાય અંગોરા, સિવાસ, ડિયરબકર અને અર્ઝરૂમમાં દોઢસો પથારી સાથેની ચાર આદર્શ ઇસ્પિતાલો સ્થાપવામાં આવી છે. મેડિકલ સ્કૂલોમાંથી પસાર થતા વિદ્યાર્થીઓને ત્રણ માસ મેલેરિયાવાળા પ્રદેશમાં નોકરી કરવી પડે છે અને બે વરસ જિલ્લાની ઇસ્પિતાલમાં કામ કરવું પડે છે. હાલમાં આખા દેશમાં ત્રણ હજાર દાકતરો છે. અંગોરા અને કોનિયામાં બે નર્સ માટેની શાળાઓ સ્થપાઇ છે. આ શાળાઓનું મુખ્ય કર્તવ્ય બાળકોની મૃત્યુસંખ્યા ઓછી કરવાનું છે.

સુખાકારી ખાતાનું સૌથી મુશ્કેલ કાર્ય મેલેરિયા સામે લડવાનું છે. હાલમાં એ રોગ પર મહા મુશીબતે કાબૂ મેળવવામાં આવ્યો છે. અંગોરા અને આદાના વિભાગમાં હવે મેલેરિયા રહ્યો નથી. મહાયુદ્ધ પછી ટાઇફસ રોગ ફાટી નીકળ્યો હતો, ત્યાર બાદ દેશમાં બીજો કોઇ પણ પ્રકારનો ચેપી રોગ ફાટી નીકળ્યો નથી.

કેળવણી:—ઈ. સ. ૧૯૨૪માં જે કાયદો થયો તેનું નામ "કેળવણીમાં સમાનતાનો કાયદો" હતું. આ કાયદાની રૂએ સુલતાની

---

get rid of all foreign influence, to hamper the work of foreigners in Turkey, and to prevent the importation of foreign goods even where these are practically neccessary to the welfare of the people." H. Charles Woods in Contemporary Review, Nov; 1925.

અમલના મદ્રેસા કે જેમાં કેવળ ધાર્મિક શિક્ષણ અપાતું હતું તે બંધ કરવામાં આવ્યા અને કેળવણી માટે ખાસ નિશાળો સ્થાપવામાં આવી. ઈ. સ. ૧૯૨૬માં એક બીજો કાયદો થયો, તે મુજબ ધાર્મિક કેળવણીનાં મૂળ ઉખેડી નાખવામાં આવ્યા. પ્રથમના અમલમાં અમુક વર્ગના લોકોને ખાસ કરીને રાજકાર્યમાં ઉપયોગી થાય તેવું શિક્ષણ આપવામાં આવતું હતું. છતાં એવી કેળવણીમાં પણ ધર્મ વિશેષ પ્રમાણમાં ઘુસેલો હતો. નવીન તુર્કસ્તાને રાષ્ટ્રીય ભાવ સ્વીકારી સર્વ વર્ગોને માટે એકસરખી કેળવણીની વ્યવસ્થા કરી છે અને કેળવણીમાંથી ધર્મનો કાંટો કાઢી નાખ્યો. આ વ્યવસ્થાના મૂળમાં એક જ ઉદ્દેશ રાખવામાં આવ્યો છે કે દરેકને વિચારની સ્વાધીનતા આપવી અને વૈજ્ઞાનિક અગ્રગતિ સ્થાપવી. હાલમાં પ્રાથમિક કેળવણી મફત ને ફરજિયાત કરવામાં આવી છે. કોન્સ્ટાન્ટિનોપલમાં એક યુનિવર્સિટિ છે, તેમાં ૨૫૫ અધ્યાપકો અને ૨,૮૩૭ વિદ્યાર્થીઓ છે. અંગોરામાં એક બીજી યુનિવર્સિટિ સ્થાપવાની તૈયારી ચાલી રહી છે.

રોમન લિપિ ચાલુ કર્યા પછી અરબી લિપિ દ્વારા તુર્ક ભાષા ભણેલા બધાને નવી લિપિ શીખવી પડે છે. ભીંતપત્રો, રસ્તાનાં નામ, સરકારી અને બીજાં જાહેરનામાં અને જાહેરખબરો નવી લિપિમાં લખાય છે. વર્તમાનપત્રોમાં એક કોલમમાં જૂની લિપિ ને બીજા કોલમમાં નવી લિપિમાં સમાચારો છાપવામાં આવે છે. પંદરથી માંડીને ચાળીસ વર્ષના દરેક મનુષ્યને નવી લિપિનો અભ્યાસ કરવા માટે રાત્રિશાળાઓ ખોલવામાં આવી છે. જૂના વિચારના કોઈ કોઈ કહે છે કે "ખુદાની કુદરતથી અમારા બાપદાદાઓ લાંબા કાળથી જમણી બાજુએથી ડાબી બાજુ તરફ લખતા આવ્યા છે. અમારા એ જૂના જમાનાના વાંકડિયા ને મનોહર અક્ષરો પાસે આ નાના નાના નવા અક્ષરો? એ અક્ષરોમાં જૂના અક્ષરો જેવું ગાંભીર્ય જ ક્યાં છે! દેશમાં જેમ નવો પોશાક

આવ્યો છે તેમ હાલના અક્ષરોની પણ આમદાની થઇ છે!" પરંતુ તેઓ ગમે તેટલો વિરોધ કરે છતાં નૂતન લિપિમાં પુસ્તકો છપાવા લાગ્યાં છે. સરકારે પ્રગટ કરેલા ગ્રંથો નવી લિપિમાં જ છપાય છે.

થોડા દિવસ પહેલાં [માર્ચ, ૧૯૨૮] મિસ એડિથ સેન્ડર્સન અને કેટલીક ખ્રિસ્તી સ્ત્રીઓએ એક અમેરિકન કન્યાશાળાની બે મુસલમાન બાળાઓને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી. આ ખાતર એ શાળા બંધ પાડવામાં આવી અને મિસ એડિથને શિક્ષા કરવામાં આવી. આ બનાવ માટે તુર્કસ્તાનમાં ખૂબ ચર્ચા થઇ. પરદેશી શિક્ષકો અને પરદેશી નિશાળો હવે દેશમાં હયાત રહેવા દેવાં કે નહિ તે સંબંધમાં ચર્ચા થવા લાગી. આ સમયે "હોવાત્" નામની એક પત્રિકાએ એવો મત દર્શાવ્યો કે "પરદેશી નિશાળો એ પારકી સંસ્થાઓ છે, એટલું જ નહિ, પરંતુ તે આપણા સમાજદેહમાં ઝેર ફેલાવવા માટે સ્થાપવામાં આવી છે. વિદેશી નિશાળોના વિદેશી શિક્ષકો પોતાની મહાન 'સહાનુભૂતિ' વડે તુર્ક યુવકોના ચિત્તને સ્વદેશવિમુખ બનાવવાના પ્રયત્નો કરે છે. તેઓનો ઉદ્દેશ અને કેળવણીની પદ્ધતિ તુર્ક બાળકોને પોતાના સમાજ અને સ્વદેશમાંથી ખેંચી કાઢી ગેરતુર્ક સમાજ સાથે જોડી દે છે."

ન્યાયઃ—લોઝાંની સંધિ વખતે અમેરિકન પ્રતિનિધિ મ-ગ્રુવે જણાવ્યું હતું કે બીજી કોઇ બાબત કરતાં માત્ર ન્યાયની વ્યવસ્થા ઉપર જ તુર્કસ્તાનનું આર્થિક ભવિષ્ય અને બીજા દેશો સાથેનો તેનો સંબંધ આધાર રાખશે. ઇ. સ. ૧૯૨૪ના એપ્રિલમાં ન્યાય સંસ્કારનો કાયદો [Judiciary Reorganisation Act] પસાર થતાં નવી કોર્ટો સ્થપાઇ એ કોર્ટોમાં પહેલી મેજિસ્ટ્રેટ કોર્ટ; બીજી દિવાની કોર્ટ; ત્રીજી મોટા ગુનાને માટેની ઉચ્ચ ફોજદારી કોર્ટ; ચોથી અપીલ કોર્ટ અગર Court of Session હતી. અત્યારે

તુર્કસ્તાનનાં ન્યાયમંદિરો યુરોપનાં ન્યાયમંદિરોથી જરા પણ જુદાં પડતાં નથી. નવીન કાયદા રચાયા પછી મિસરના એક પ્રસિદ્ધ ન્યાયાધીશે [ Jasper Y. Brinton ] તુર્કસ્તાનનાં ન્યાયમંદિર તપાસી કહ્યું હતું કે તુર્કસ્તાનના પાકા દુશ્મનો પણ આ બાબતનો અસ્વીકાર કરી શકે તેમ નથી કે ન્યાય પદ્ધતિની બાબતમાં તુર્કસ્તાને ભારે પ્રગતિ કરી છે. તુર્કસ્તાનનો જૂનો દિવાની કાયદો સાઠ વર્ષ જેટલો જૂનો હતો. કુરાન અને હદિસના મુસલમાની કાયદા ઉપરથી એની રચના થઇ હતી. ખિલાફતના ઉચ્છેદ પછી તેમાં સુધારો કરવામાં આવ્યો. ઘણી શોધખોળ અને ચર્ચા બાદ સ્વિટ્ઝર્લાંડનો દિવાની કાયદો સ્વીકારવામાં આવ્યો. [ ૪થી એપ્રીલ, ૧૯૨૬ ] આ પ્રમાણે ઇટાલીનો ફોજદારી કાયદો, ફ્રાન્સનો દિવાની અને ફોજદારી કાયદો અને જર્મનીના વેપારી કાયદા સ્વીકારવામાં આવ્યા છે. ફોજદારી મુકર્દમા તપાસવા માટે દેશમાં દેશના છ અદાલતી જીલ્લાના પ્રત્યેક ભાગમાં પાંચ ઇન્સ્પેક્ટરો મુકરર કરવામાં આવ્યા છે. કામનો જલદી નિકાલ થાય એ માટે આ ઇન્સ્પેક્ટરો ખાસ ધ્યાન આપે છે. કોઇ પણ માણસને ત્રણ માસની અંદર ન્યાય ન મળે તો ન્યાયખાતાના મંત્રીને તે બિના જણાવવી પડે છે. આખા દેશમાં ૬૫૦ અદાલતો છે. નીચામાં નીચી અદાલતમાંથી એકદમ સેશન્સનકોર્ટમાં અપીલ થઇ શકે છે. કોર્ટ ઓફ સેશન્સની આઠ ચેમ્બરો હોય છે. એમાં લગભગ ૫૦ જડજો બેસે છે. પ્રત્યેક ચેમ્બરમાં છ છ સભાસદો હોય છે. મેજિસ્ટ્રેટની પસંદગી કરવામાં આવે છે. પ્રથમ વર્ગની અદાલતોમાંની દરેકમાં ત્રણ ત્રણ ન્યાયાધીશો હોય છે, તો પણ જ્યાં કામ ઓછું હોય છે ત્યાં એક ન્યાયાધીશથી કામ ચલાવવામાં આવે છે. જ્યુરીની પદ્ધતિ નથી. પકડવાના પરવાના ઉપર મેજિસ્ટ્રેટ, જિલ્લા એટર્ની અને અદાલતમાં સભાપતિની સહી હોવી જોઇએ. વકીલની સમક્ષ જુદાં

આસામીને કંઇ પણ પૂછવામાં આવતું નથી. જે દિવાની કાયદાઓ બહુપત્નીનું સમર્થન કરતા હતા, અગર જે વારસાના હકથી સ્ત્રી વર્ગને બાતલ રાખતા હતા તેમાંનો એક પણ અત્યારે ચાલુ નથી. નવા કાયદા મુજબ ૧૮ વર્ષના પુરુષને અને ૧૬ વર્ષની બાલિકાને ગમે તે ધર્મ સ્વીકારવાની છૂટ આપવામાં આવી છે.

ટપાલઃ—અમેરિકાના વોશિંગ્ટન સાથે સંબંધ રાખી, એક ફ્રેંચ કંપનીના કાબૂ તળે હાલમાં અંગોરામાં એક શક્તિમાન વાયરલેસ કેંદ્ર સ્થાપવામાં આવ્યું છે. એક બીજું કેંદ્ર કોન્સ્ટાન્ટિનોપલમાં સ્થપાયું છે. મોટાં મોટાં શહેરો સાથે રાષ્ટ્રકેંદ્રને જોડવા ખાતર ટેલિફોન નાખવાનું કામ શરૂ થઇ ચૂકયું છે. એક સ્વિડિશ કંપની સાથે એવો કરાર કરવામાં આવ્યો છે કે પાંચ વર્ષમાં આ કાર્ય સંપૂર્ણ કરી આપવું. ટપાલ વિભાગની સહકારિતાથી આખા દેશમાં તારની લાઇન સ્થાપવાની જવાબદારી ધી ઇસ્ટર્ન ટેલિગ્રાફ કંપનીને આપવામાં આવી છે. તેને ત્રીસ વર્ષનો પટો કરી આપવામાં આવ્યો છે. પ્રત્યેક પરદેશી કંપની સાથે એ શરત થઇ છે કે અમલદારોમાંનો મોટો ભાગ તુર્ક હોવો જોઇએ.

વસ્તીઃ—તુર્કસ્તાનના સામ્રાજ્યની વસ્તી કેટલી છે તે જાણવા માટે ભૂતકાળનાં ઇતિહાસકારોએ ઘણી નિષ્ફળ ચર્ચા ચલાવી હતી. નવીન રાજ્ય સ્થપાયા પછી વળી પ્રશ્ન ઊઠયો કે દેશમાં વસ્તી કેટલી છે ? આથી મુસ્તફા કમાલે આ પ્રશ્નનો જવાબ વાળવા માટે ઇ. સ. ૧૯૨૫માં વસ્તી ગણત્રી કરવાની ગોઠવણ કરી. પરંતુ દેશ તૈયાર નહતો; આથી આ બાબત પાર પડી નહિ. છેવટે બેલ્જિયમના વસ્તીગણત્રીના નિષ્ણાત Dr. Camille Jacquardને આ કામ પર નીમવામાં આવ્યો. ભાષણો અને પ્રચારકાર્ય દ્વારા પ્રથમ સામાન્ય વર્ગને વસ્તી

ગણત્રીની જરૂરિયાત સમજાવવામાં આવી. છેવટે જાહેરનામું પ્રગટ થયું. [જૂન, ૧૯૨૬] કે ઇ. સ. ૧૯૨૭ના ઓકટોબરની ૨૮મી તારીખે સર્વત્ર વસ્તી ગણત્રી કરવામાં આવશે. ગણત્રી બાદ નવ દિવસ પછી પુરેપૂરો રિપોર્ટ પ્રગટ કરવામાં આવ્યો તો જણાયું કે તુર્કસ્તાનની વસ્તી બધી મળીને ૧,૩૬,૮૯,૯૪૯ માણસોની છે. એકલાં કોન્સ્ટાંન્ટિનોપલની વસ્તી ૮ લાખની ગણાઈ છે. ગ્રીસની સાથેની લડાઇમાં તુર્કસ્તાનને વિજય મળ્યો અને લોઝાંમાં સંધિ થઇ તેને પરિણામે તુર્ક પ્રજાસત્તાકનો કાર્યકલાપ જોઇ યુરોપિયન સત્તાઓ એવી તો નવાઇ પામી કે તેણે એકદમ અંગોરા ખાતે પોતાના એલચીઓ મોકલ્યા. વસ્તીના સંબંધમાં તુર્ક સરકાર પોતે પણ ભ્રમણામાં પડી હતી. આથી સેન્સસ રિપોર્ટ બહાર પડયો નહોતો ત્યાં સુધી અંતઃસાર શૂન્ય તુર્કસ્તાનના મહત્ત્વની ધારણાથી બધાં ઢંકાઇ રહ્યાં હતાં.

કલા સાહિત્ય વગેરે :—જરુરિયાત સબબ તુર્કસ્તાન યુરોપિયન બની ગયું છે ખરું, પરંતુ અંતરમાં તે પોતાની વિશિષ્ટતા ગુમાવી બેઠું નથી. ફ્રેંચ અને બીજી જાતિઓની માફક વિશ્વવિદ્યાગાર સ્થાપી જાતિનો ઇતિહાસ, સાહિત્ય, કાવ્ય ને કલા શીખવવામાં આવે છે. તેનુ નામ "તુર્કીદ્દ્જાગ" [Turkish Heart and Home Movement] છે. આ ચળવળનો ઉદ્દેશ સર્વ પ્રકારની જાતિય સાહિત્યકલા અને શિલ્પની પ્રતિષ્ઠા કરવાનો છે. આ હેતુ પાર પાડવા મુસ્તફા કમાલે બે મ્યુઝિયમની સ્થાપના કરી છે. તેનાં નામ અનુક્રમે ઉસમાન કલાશાળા અને પ્રાચીન પ્રાચ્ય કલાશાળા છે. આ કલાશાળાઓ સાથે જોડાયેલાં મોટાં પુસ્તકાગારમાં બહુ જૂના હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ રાખવામાં આવ્યો છે.

મુસલમાન શાસ્ત્રમાં અભિનય કરવાનું કામ નિષિદ્ધ ગણાતું હતું. આથી અત્યાર સુધી તુર્કસ્તાનમાં આ કામ ગ્રીક ને આર્મિનિયન લોકો

જ કરતા હતા. એ લોકોમાં જ નાટકો ભજવાતાં હતાં. હાલમાં કોન્સ્ટાન્ટિનોપલ મ્યુનિસિપાલિટિના અધિકાર તળે તુર્ક સ્ત્રી પુરુષો દ્વારા ભજવાતાં નાટકો માટે એક નાટકશાળા સ્થપાઇ છે. શેકસપીયર અને ઇબ્સનનાં નાટકો ત્યાં મોટા પ્રમાણમાં ભજવવામાં આવે છે.

થોડા રોજ પહેલાં ઇસ્તંબૂલના બગીચામાં એક ભાષણ કરતાં મુસ્તફા કમાલે નવીન વર્ણમાળા સંબંધમાં કહ્યું હતું કે, "કોમરેડ, આપણી સુશ્રાવ્ય ભાષાના પ્રકટીકરણ માટે અને તેની પ્રતિષ્ઠા માટે આપણે નવીન વર્ણમાળા સ્વીકારી છે. ઘણા સૈકાથી પેલા આરબી રોપાક્ષરોએ પાતકની માફક આપણાં મસ્તકને બંદીવાન બનાવી રાખ્યા હતાં. આજે તે બાજુથી પણ આપણે સ્વતંત્રતાની જાહેરાત કરી છે. તુર્ક જાતિના સેંકડે ૮૦ જણ નિરક્ષર છે. જેઓ વર્ણમાળાના કારાગૃહમાં પ્રજાતત્રની ભાષાને બંદીવાન બનાવવા માગે છે તેઓ જ આ નિરક્ષરતાને માટે જવાબદાર છે. ભૂતકાળનાં પાપનો પ્રાયશ્ચિતકાળ અત્યારે આવી ઊભો છે!" આ સાથે કમાલે એ પણ કહ્યું હતું કે પૂર્વનાં સંગીતે આપણા જીવને શાંતિ આપી નથી, માટે યુરોપિયન સંગીત દેશમાં ફેલાવવું જ પડશે. નૃત્યના સંબંધમાં પણ તેણે પ્રૌઢજનોને ઉદ્દેશી કહ્યું હતું કે બોલ નૃત્યની ગમત આપણે સ્વીકારી લેવી જોઇએ.

બળવાખોર તુર્કસ્તાનના નવા કાયદા મુજબ જૂની સલામ [નમસ્કાર] કરવાની પદ્ધતિ રદ કરવામાં આવી છે.

ઇ. સ. ૧૯૨૫માં 'જામ હુરિયત' પત્રિકાના પ્રતિનિધિ આગળ ઇસ્મત પાશાએ કહ્યું હતું કે "નવીન ટોપી વાપરવા માટે સરકારે કોઇને ફરજ પાડી નથી. વ્યક્તિગત રૂચિ મુજબ હરકોઇ માણસ હરકોઇ ટોપી વાપરી શકે છે. તો પણ ખરું સ્વદેશાભિમાન એ જ માગે છે કે વર્તમાન યુગને ઉપયોગી વિચારો સાથે આપણે સંબંધ ન તજી બેસીએ

એ જોતું જોઇએ. કોન્સ્ટાન્ટિનોપલ, ટ્રેબિઝોંડ, બ્રુસા અને અંગોરાએ ગાઝી મુસ્તફા કમાલની જાહેરાત દિવસે જ નવીન ટોપી સ્વીકારી લીધી છે. તેથી ત્યાં દરરોજ અસંખ્ય ફેઝ ટોપીઓની હોળી કરવામાં આવે છે. તુર્કસ્તાનમાં નવજીવન પ્રગટ થયું છે. ઉતાવળે ડગલે જાતિ આગળ વધે છે. આજે આગેવાનોએ આચરેલાં આચરણો વડે દરેકે આગળ વધતું જોઇએ, એ જ નવીન તુર્કસ્તાનનો મનોભાવ છે."

પરંતુ આ અગ્રગતિ નિહાળી જુદા જુદા માણસોએ જુદા જુદા અભિપ્રાય રજૂ કર્યા છે. અંગ્રેજ મુત્સદ્દી રાજનીતિજ્ઞ સર એડવર્ડ ગ્રેએ કહ્યું છે કે નવીન તુર્કસ્તાને બહુ દોડવું નહિ. ઉતાવળે દોડવાથી એક પ્રકારની ગરબડ મચશે અગર તેની સામેનાં વિરોધી બળો બળવાન બની જશે.[૧]

થોડા સમય પહેલાં "લન્ડન ટાઇમ્સ"ના તુર્કસ્તાનના ખબરપત્રીએ દેશમાં સહેજ અસંતોષ ફેલાયાના સમાચાર મોકલી તેનું કારણ દર્શાવતાં કહ્યું હતું કે આ અશાન્તિના હેતુ ચાર છે. એક આર્થિક ભીડ; બીજું નવી વર્ણમાળાનું; ત્રીજું મુસલમાની ધર્મમાં હસ્તક્ષેપ; અને ચોથું વ્યક્તિગત આગેવાની લેવા ઇચ્છનારાની ઇર્ષ્યા. ખબરપત્રીએ કહ્યું હતું કે આર્થિક ભીડ તો પડવાની જ. પરદેશીઓને હાંકી કાઢવાથી તેની મૂડીનો લાભ મળતો બંધ થાય એટલે પૈસા સંબંધી મુશ્કેલી તો ઊભી થાય જ! "તુર્કોને માટે તુર્કી" એ શબ્દો સાંભળવામાં તો મીઠા લાગે છે પણ તેને વર્તનમાં ઉતારતાં મુખ્ય મુશ્કેલી પેદા થાય છે. એમાં સગવડ કરતાં અગવડો જ વધારે છે એ એક દિવસ અવશ્ય સમજાશે.

---

૧. The young Turks should not try to go too fast; if they do they may either create confusion or provoke reaction. From The Private Papers of Sir Edward Grey.

ધર્મને ખાતર કંઈક અશાંતિ ફેલાઈ રહી છે એ વાતનો પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. મેડમ હાલિદેહનુમ પોતે પણ વ્યક્તિગત ધર્મમાં સરકાર હાથ નાખે તેની વિરુદ્ધ છે. તે કહે છે કે તુર્કસ્તાનમાં સિઝરનું જે છે તે સિઝરને અપાતું હોવા છતાં ભગવાનનું જે છે તે ભગવાનને અપાતું નથી.[૨]

આથી પ્રશ્ન એ ઊભો થયો છે કે નવીન તુર્કસ્તાનની આ ઉન્નતિ શું કાયમી બની શકશે? મૃત્યુને કિનારે પહોંચેલી મુમૂર્ષુ જાતિએ જેનો મંગલમય ભૈરવ શંખનિનાદ શ્રવણ કરી ચેતન પ્રાપ્ત કરી પાછાં જીવન તરફ ડગલાં ભર્યાં હતાં એ જાતિના રક્ષણહાર કમાલ પાશા પોતે કહે છે, કે "હા, નવીન તુર્કસ્તાનની આ ઉન્નતિ સ્થાયી છે. આ કંઈ એકાએક સળગી ઊઠેલાં પાંદડાંનો આકસ્મિક નયન ઝલસાવી નાખે તેવો પ્રકાશ નથી." નવીન તુર્કસ્તાનનો બુદ્ધિશાળી વર્ગ આ ઉન્નતિને આકસ્મિક માનવા તૈયાર નથી. આ જાતિના એક સૈકાથી થતા પ્રયત્નોનો બદલો છે! નવીન તુર્કસ્તાનની પ્રજા પણ જૂનાને તજી દેવું એ એક આવશ્યક વસ્તુ ગણે છે. તુર્ક લોકો કદી, કોઈ પણ હાલતમાં સુલતાની સ્વેચ્છાચારનું સમર્થન કરતા નહોતા. સ્વદેશ વિરોધી સુલતાનની મુસ્લીમ–આરબ–પ્રીતિનું સમર્થન કોઈ દિવસ તેઓએ કર્યું જ નથી. ઉલટું એ નીતિનો તેઓએ વારંવાર વિરોધ કર્યો છે. જે સુલતાન કેવળ આત્મસ્વાર્થ અગર તુર્ક ન હોય એવા મુસલમાનોના સ્વાર્થની આકાશ કુસુમ જેવી કલ્પનાને શ્રેષ્ઠ માની તુર્કોના વાસ્તવિક લોહી અને સંપત્તિને હંમેશાં તુચ્છ ગણતો આવ્યો હતો; તુર્ક સમાજ, સંસાર અને

---

૨. In Turkey, the things which are Calsar's have been rendered unto Calsar, but the things which are God's have not yet been rendered unto God!

સ્વાધીનતાને હંમેશાં પગે કચડતો આવ્યો હતો, દેશના દેહને વિદેશી દેવાના નાગ પાશમાં, વિદેશી કૂટનીતિના કુશલતાભર્યા બંધનમાં જકડતો આવ્યો હતો, નવીન તુર્કસ્તાન એ જંગલી શાસનનો ઉચ્છેદ કરી મહાન ઉથલપાથલના પાયા ઉપર આજે જે પ્રજાસત્તાકની સ્થાપના કરી રહ્યું છે તે કંઇ ક્ષણસ્થાયી નીવડવાનો સંભવ નથી ! ડગલે ડગલે દુઃખના દહનથી દગ્ધ થઇ, શરીરના લોહીના છેવટના બિંદુનું અર્પણ કરી વીર તરુણોએ તુર્કસ્તાનના બળેલા દેહના ભસ્મ ઉપર જે જગન્નાથનું જયમંદિર ઊભું કર્યું છે, તેને શણગારી સુશોભિત કર્યું છે તેને નષ્ટ કરતા પહેલાં તો દેશને જનમાનવ શૂન્ય બનાવવો પડશે. પ્રજાનાં ચિત્ત જ્યાં અવ્યવસ્થિત હોય છે, પૂરેપૂરાં ઉન્નત હોતાં નથી, જૂના સંસ્કારોની જાદુઇ જાળમાં જ્યાં દેશના સામાન્ય વર્ગની ઉચ્ચ આકાંક્ષા બંદીવાન હોય છે, ત્યાં સર્વ પ્રકારના પ્રયત્નો બાહ્ય અને સામયિક હોય છે. પરંતુ યુગ-યુગ વ્યાપી રૂંધાએલાં જનાનખાનાનાં બંધ બારણાં જ્યાં મુક્ત થયાં છે, પૂર્વના દરવાજાનાં નિષિદ્ધ દ્વાર એક વખત તનતોડ મહેનતને પ્રતાપે ઉઘડયાં છે, ત્યાં ચિરબંદી વિહંગમને ગગનમાં ઉડવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે, ત્યાં નવીન અરુણોદય આંગણાના લાંબા સમયના અંધકારને તદ્દન વિલુપ્ત કરી દે એ પણ તેટલું જ સ્વાભાવિક છે. જૂની પ્રાચ્ય પ્રજાના ચિત્તમાં સ્વતંત્રતાની સમજ હતી નહિ. આજે જ્યારે એ સમજ જાગ્રત થઇ છે ત્યારે પ્રજાતંત્રના દેવતાના નૃત્યતાલથી રાષ્ટ્ર અને સમાજનાં સકળ અંગ છંદો બદ્ધ બની લીલામય બની જાય એમાં કંઇ જ નવાઇ નથી !

**તરુણોની જયયાત્રા સાર્થક બનો !**

## નવયુગ પુસ્તક ભંડાર

નાં

## આવાંજ ઐતિહાસિક પુસ્તકો

| | |
|---|---|
| જવાહર નેહરુ | ૦—૮—૦ |
| મધ્ય એશિયામાં બોલ્સેવિક | ૦—૬—૦ |
| ક્રાન્તિને પંથે સ્પેન | ૦—૫—૦ |
| ડી વેલેરા | ૦—૬—૦ |
| સ્વાધીનતાના પથ | ૦—૧૦—૦ |

ઇ. સ. ની પંદરમી સદીમાં હંગેરી સ્વતંત્રતાની મજામાં વિહાર કરતું હતું. પરંતુ મુસલમાન હુમલાની બીકથી ઇ. સ. ૧૫૨૬માં તેને ઓસ્ટ્રિયાના હેપ્સબર્ગ વંશના રાજાઓની મદદ લેવાની જરૂર પડી. ત્યારથી હંગેરી ઓસ્ટ્રિયા સાથે જોડાયું. પરંતુ આ મિલનમાં એક વિશેષતા હતી. બંને જાતિયે એવા કરાર કર્યા હતા કે બંને દેશોએ પોતપોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરી પરસ્પર સ્વાધીન અને સમાન જાતિ રૂપે રહેવું. આ પ્રમાણે એકત્ર બની ઓસ્ટ્રિઆ અને હંગેરી પરદેશી શત્રુઓના હુમલાથી દેશનો બચાવ કરતાં અને બંને દેશનું હિત થાય એવી રીતે વર્તતાં હતાં.

બંને દેશના પ્રતિનિધિઓની ઓસ્ટ્રિયાની રાજધાની વિયેનામાં એક મંત્રણાસમિતિ રચાઇ હતી. આ સમિતિની સલાહ મુજબ ઓસ્ટ્રિયાનો રાજા બધાં રાજકિય કાર્યો કર્યે જતો હતો. ધીમે ધીમે સુખશાંતિ ને આરામમાં લાંબો સમય ગાળવાનો મળ્યો તેથી હંગેરીનો કુળવાન વર્ગ વિલાસી બનતો ગયો. તે પોતાના દેશની સ્વતંત્રતા તરફ ધ્યાન આપવાનું કર્તવ્ય વિસરવા લાગ્યો. સુખશાંતિના પ્રવાહમાં પોતાનું શરીર

વહેવડાવી તેઓ આત્મમર્યાદા ભૂલવા લાગ્યા. વિલાસમાં મસ્ત બનેલા આ પ્રતિનિધિઓ એ વખતે એટલું પણ સમજતા નહોતા કે અમારાં આ કાર્યથી, હંગેરીના હિત તરફ બરાબર નજર ન રાખવાથી દેશના ભવિષ્યને કેવો ધોકો પ્હોંચે છે, દેશના ભાગ્યને તેઓ કેવા દારુણ પ્રસંગ તરફ ધકેલી મૂકે છે!

સેંકડો વર્ષથી હંગેરીમાં જુદી જુદી જાતિઓ વસતી આવે છે. આ જુદી જુદી જાતિઓમાં કુળવાન "મેગિયર" સંપ્રદાય બધી જાતની રાજદ્વારી સગવડોનો લગભગ ઇજારો લઇ બેઠો હતો એમ કહીએ તો ચાલે. હંગેરીની સ્લાવ, વગેરે બીજી જાતિઓને આ વર્ગ અવજ્ઞાની નજરે જોતો. કુળવાન વર્ગ બધી જાતની સગવડો ભોગવતો છતાં કદી કોઇ પણ પ્રકારનો કર ભરતો નહિ. છતાં પોતાની સગવડો પર કોઈ હાથ નાખે તે તેનાથી સહન થતું નહિ. વળી એ પણ દીવા જેવું સ્પષ્ટ હતું કે જો આ કુળવાન વર્ગોના હક્કો પર ત્રાપ મારવામાં ન આવે તો બાકીના દબાએલા વર્ગો કદી પણ ઉન્નતિના માર્ગે વિચરી શકે નહિ. આથી હંગેરીને એક સંપ બનાવી શક્તિશાળી બનાવવું હોય તો કુળવાન વર્ગની સત્તા ઓછી કરવા માટે પ્રજામત બળવાન બનાવવાની ખાસ જરૂર હતી. સામાન્ય પ્રજાને એ સમજાવવાની જરૂર હતી કે તેઓ પણ રાજદ્વારી સુખસગવડો ભોગવવાની અધિકારી છે.

આ તરફ ઓસ્ટ્રિયાના રાજાઓ હંગેરીના પ્રતિનિધિઓની ગાફલતાઇનો લાભ લઇ તેઓના મતામતની ઉપેક્ષા કરવા લાગ્યા. આ પ્રમાણે થોડો કાળ વ્યતિત થયા બાદ ઓસ્ટ્રિયાના સમ્રાટોએ હંગેરીના પ્રતિનિધિઓની આત્મમર્યાદાની સમજણ નષ્ટ થઇ હોવાથી તકનો લાભ લેવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેઓ ધીમે ધીમે હંગેરીને પરાધીન દેશ માનવા લાગ્યા અને તે મુજબ વર્તણૂક ચલાવવા અચકાવા લાગ્યા નહિ. આ પ્રમાણે

સમય જવા લાગ્યો. છેવટે ઓસ્ટ્રિયાએ આ ભેદી રમત છોડી ખુલ્લી રીતે હંગેરીને તાબેદાર દેશ બનાવવાનાં છિદ્રો ખોલવા શરૂ કર્યાં. બહાનું તરત મળ્યું. ઓસ્ટ્રિયાનાં સ્વેચ્છાચારી તંત્રને તોડી પાડવાનું એક કાવતરું પકડાયું. તેમાં હંગેરીના ઘણા માણસો સંડોવાએલા હતા. હવે ઓસ્ટ્રિયા હંગેરી ઉપર ધમધમી ઊઠ્યું. કાવતરાના નેતાઓને પકડવામાં આવ્યા. તે બધાને ફાંસીની સજા કરવામાં આવી! હંગેરીની રાષ્ટ્રીય પાર્લમેંટ બંધ કરી દેવામાં આવી અને તે સાથે તેને ઓસ્ટ્રિયાનું તાબેદાર રાજ્ય ગણવાની જાહેરાત પ્રગટ કરવામાં આવી.

હંગેરીએ પોતાની રાષ્ટ્રીય પાર્લમેંટ ફરી સ્થાપી એનું રક્ષણ કરવાના પ્રયત્નો કર્યા; પરંતુ ઓસ્ટ્રિયાઓએ પાર્લમેંટનું અસ્તિત્વ સ્વીકાર્યું નહિ. ઓસ્ટ્રિયાના સમ્રાટે હંગેરીમાંથી સૈન્ય એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ હંગેરીની રાષ્ટ્રીય સમિતિએ સૈન્ય એકત્ર કરવા સામે અડચણો ઊભી કરી કહ્યું કે 'કેવલ હંગેરીની પ્રતિનિધિ સભા જ હંગેરીમાં સૈન્ય એકત્ર કરવાની સત્તા ધરાવે છે, બીજા કોઇને આવી રીતે સૈન્ય ઊભું કરવાની સત્તા નથી."

ઓસ્ટ્રિયાના સમ્રાટે પાંચ વર્ષ સુધી પોતાની જિદ ચાલુ રાખી, પરંતુ આત્મસન્માનની સમજથી જાગ્રત બનેલી જાતિ સમક્ષ એની એ જિદ પાર પડી નહિ આથી છેવટે હંગેરીની પ્રતિનિધિ સભાને બોલાવવામાં આવી. આ સભામાં 'નરમ દળ'ના લોકો [ Moderates ] વિશેષ પ્રમાણમાં હતા. તેઓમાંના અનેક ઓસ્ટ્રિયાની આબોહવામાં આત્મસન્માન વિસર્જન કરી આવ્યા હતા; હંગેરીની ભાષા પણ તેઓને હલકી લાગતી હતી, તેથી આ સભાનું કામ ઓસ્ટ્રિયન ભાષામાં ચલાવવાનું તેઓને ઉચ્ચિત લાગ્યું હતું. એક યુવકે આ સભામાં પોતાની માતૃભાષામાં બધાને સંબોધી ભાષણ કર્યું તેથી કેટલાક

વૃદ્ધ સભ્યોને કંટાળો ચઢ્યો પરંતુ સભામાંના યુવક સભ્યો પોતાની માતૃભાષામાં દેશપ્રીતિના ભાવોને ઉશ્કેરનાર ભાષણ સાંભળી એ યુવકની પ્રશંસા કરવા લાગ્યા અને સ્વાધીનતાના વિચારોથી ભરપૂર બની મહાલવા લાગ્યા. વારંવાર વિનંતિ કરવામાં આવી છતાં એ યુવકે આગેવાન બનવાની સ્પષ્ટ ના પાડી; પરંતુ તે પોતાની શક્તિ અને વિચાર દ્વારા હંગેરીમાં કેળવણીનો ફેલાવો કરવા, ખેતી અને ઉદ્યોગની સર્વ પ્રકારની ઉન્નતિ કરવા મંડી પડયો. તેણે સ્થાપેલું "જાતિય વિજ્ઞાન મંદિર" અત્યાર સુધી હંગેરીમાં કેળવણીના કેંદ્ર રૂપે પોતાનું ગૌરવ જાહેર કરી રહ્યું છે.

આ યુગના હંગેરીના નેતાઓમાં ફ્રાંસિસ ડિક અને લુઇ કોસુથ મુખ્ય હતા. આ બંને નેતાઓના ત્યાગ, એકનિષ્ઠા, અને સ્વદેશાનુરાગે તેઓને હંગેરીમાં સર્વત્ર પ્રાતઃસ્મરણીય બનાવી મૂક્યાં છે.

મહા શક્તિશાળી ઓસ્ટ્રિયાના સમ્રાટ વિરુદ્ધ પડવાની બાબતમાં નરમ દળના લોકો સાથે ફ્રાંસિસ ડિકને જે વાતચીત થઇ હતી તે પરથી તેની તેજસ્વિતાની ઓળખ કરી શકાય તેમ છે.

નરમ દળઃ આપણે શું કરી શકીએ ? ઓસ્ટ્રિયા વિરુદ્ધ હથિયાર પકડવાનું કામ તો મહામુસ્કેલ છે. આપણે તે કાર્ય તો કદી કરી શકવાના નથી. તો પછી સમ્રાટ કૃપા કરી રાજવ્યવસ્થામાં આપણને જે કંઇ ભાગ આપે તે સ્વીકારી લઇ સંતુષ્ટ ચિત્તે એનો સદ્‌વ્યવહાર કરવો એ શું ઉચ્ચિત નથી ?

ડિકઃ તમારા વડવાઓના નિયમ કાનુન ઓસ્ટ્રિયાના સમ્રાટે નષ્ટ કર્યા છે. છતાં તમે બધા આમ ચૂપ કેમ બેઠા છો ? જે દેશના લોકો ન્યાયના માથા પર પદાઘાત થતા છતાં માથું ઊંચું કરવાનું સાહસ ન ઊઠાવી શકે તે દેશની અવસ્થા કેવી ભયંકર ગણાય ? તેઓ મૂંગા રહી,

અન્યાયની વિરુદ્ધ તીવ્ર પ્રતિવાદ કરતા ન હોવાથી પોતાની ગુલામીની બેડીઓ મજબૂત બનાવે છે એટલું જ. જે જાતિ માથું નીચું રાખી અન્યાય અને અત્યાચાર સહન કરે છે તે જાતિનો ધ્વંસ અવશ્ય થવાનો જ છે.

ઇ. સ. ૧૮૩૯માં હંગરીની મહા સમિતિએ [Diet] રાષ્ટ્રીય કેળવણીના ફેલાવા માટે બંદોબસ્ત કરવા ધાર્યો, ઓસ્ટ્રિયાના સમ્રાટે અડચણો નાખી. રાષ્ટ્રીય કેળવણીના ફેલાવાનો ઠરાવ ઓસ્ટ્રિયાની સરકારે અટકાવ્યો છતાં તેથી રાષ્ટ્રીય પક્ષને કોઇ ખાસ અગવડ નડી નહિ. ઉલટું આ પ્રસંગે દેશમાં જે પ્રચંડ ચળવળ ઊભી થઇ તેથી રાષ્ટ્રીય વિચારો જાગ્રત થવા લાગ્યા. ઓસ્ટ્રિયાની સરકારે રાષ્ટ્રીય કેળવણીના ફેલાવા સામે જે અડચણો નાખી હતી તે અને સાથે આ કેળવણીના સંબંધમાં સરકારે ઉચ્ચારેલાં વ્યંગ વચનો કોસુથે લીથા કરાવી, છપાવી; આખા દેશમાં ફેલાવી દીધાં. આથી દેશ ખળભળી ઉઠ્યો. સમ્રાટ પણ આ ચળવળથી બીનો અને ચંચલ બની ગયો.

લુઇ કોસુથને જાળમાં સંપડાવવા માટે હવે સરકારે પ્રપંચ માંડ્યો. એક મોટી જગા આપવાની લાલચ બતાવી તેને પોતાના પક્ષમાં લેવાની માગણી કરવામાં આવી, પરંતુ લુઇ કોસુથ અડગ રહ્યો. તેણે એ માગણી આભાર સાથે ના કબૂલ કરી.

રાષ્ટ્રીય નેતાને લાલચના પાશમાં સપડાવવાની ઓસ્ટ્રિયાની યુક્તિ આમ નિષ્ફળ ગઇ એટલે ઓસ્ટ્રિયન સરકારે દમન નીતિ શરૂ કરી. હંગેરીના નેતાઓને ગિરફતાર કરવામાં આવ્યા. કોસુથ પણ આ ગિરફતારીમાંથી છૂટો રહ્યો નહિ. છેવટે ન્યાયનું ફારસ ભજવાયું. ઘણો ખરો નેતાઓને સખત મહેનત સાથેની કેદની સજા કરવામાં આવી. હંગેરીની રાષ્ટ્રીય સભા તોડી પાડવામાં આવી. કોસુથ જેલમાં રહ્યો

હંગેરીના કલ્યાણ માટેના વિચારો વિચારવા લાગ્યો. તેને અંગ્રેજી ભાષા શીખવાની જરૂર લાગી. તે તરત જ એ કામ પાછળ મંડી પડયો અને થોડા રોજમાં અંગ્રેજી ભાષાનો અભ્યાસી બની ગયો; પછીથી જણાયું હતું કે અંગ્રેજી ભાષામાં આપેલાં તેનાં શક્તિશાળી ભાષણોએ હંગેરીમાં નવીન શક્તિ ને તેજ ફેલાવવામાં અગ્ર ભાગ ભજવ્યો હતો.

અત્યાચાર અને દમનનીતિની પરંપરામાં બે વર્ષ વીતી ગયાં. ત્યારબાદ રાષ્ટ્રીય સભાને પાછી બોલાવવામાં આવી. આ સભાએ સૌ પહેલાં કોસુથ વગેરે નેતાઓને છોડવાની માગણી કરી. સરકાર પક્ષ તરફથી જવાબમાં કહેવામાં આવ્યું કે "તમે જો ધીરજથી વર્તશો તો તમારા નેતાઓ અવસ્ય છૂટશે જ."

ડિકે ગંભીર અવાજે કહ્યું, કે "તેમ તો કદી નહિ બને. મિત્રો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા કરતાં દેશ પ્રત્યેની અમારી ફરજ અતિ પવિત્ર છે. દેશ પ્રત્યે ઉદાસીન બની મિત્રોને છોડાવવા એ કદી બની શકે તેમ નથી; ઉલટું એવી મુક્તિ તો અમારી જેલમાં સડતા બંધુઓને પણ પીડાદાહક થઇ પડશે."

સમ્રાટે ડુકની દૃઢતા જોઇ જિદ છોડી દીધી અને ઇ. સ. ૧૮૪૦માં કોસુથ વગેરે નેતાઓને છોડી દેવામાં આવ્યા.

કારાગારમાંથી છૂટયા પછી કોસુથ પુરેપૂરો ઉદ્યોગથી દેશસેવામાં પોતાની શક્તિ ને લેખીની વાપરવા લાગ્યો. "પેસ્ટ ગેઝેટ" નામનું એક હંગેરીનું રાષ્ટ્રીયપત્ર તેણે પ્રગટ કર્યું. એ દ્વારા સામાન્ય પ્રજાને રાજદ્વારી વિષયમાં કેળવણી આપી પ્રજામત સરજવો એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. તેની આ પત્રિકાએ હંગેરીનું ભલું કરવામાં બાકી રાખ્યું નથી. દેશના આ છેડાથી પેલા છેડા સુધી સ્વદેશના સમાચારો

સામાન્ય પ્રજા સમક્ષ રજૂ થવા લાગ્યા. આને પરિણામે કોસુથ એટલો બધો લોકપ્રિય થઇ પડ્યો કે કોઇને કોઇ પણ બાબતમાં શક ઉત્પન્ન થતો તો તે તરત જ જઇ કોસુથની સલાહ લેતો.

પ્રચારકાર્યને પરિણામે રાષ્ટ્રીય પક્ષની બે માગણીઓ મૂર્ત રૂપ ધારણ કરવા લાગી. ઓસ્ટ્રિયાની સાથે સમાનતાપૂર્વક કર આપવાનો વ્યવહાર રાખવો અને હંગેરીની ભાષાનો સર્વ બાબતમાં સ્વીકાર કરવો. ઓસ્ટ્રિયાની સરકારે તેમાંથી ભાષાની માગણી તો કબૂલ રાખી પરંતુ કર સંબંધની માગણી સ્વીકારી નહિ.

કોસુથે સરકારના કર સંબંધીના ઠરાવની વિરુદ્ધમાં 'હંગેરીની હુન્નરઉદ્યોગ અને વેપાર સમિતિ'ની સ્થાપના કરી. ઓસ્ટ્રિયાનો માલ હંગેરીના બજારમાં સ્થાન ન પામે અને દેશનો માલ એનું સ્થાન લે એ માટે આ સમિતિએ પ્રચારકાર્ય આરંભ્યું. ઓસ્ટ્રિયાના કારખાનાં-વાળાઓ આથી ચંચળ બની ગયા અને તેની માગણીથી સમ્રાટે પાછી દમનનીતિ આદરી. હંગેરીની હુન્નરઉદ્યોગ અને વેપાર સમિતિને તોડી પાડવા સમ્રાટે નિશ્ચય કર્યો અને એ સમિતિને ગેરકાયદેસર જાહેર કરી.

હંગેરીના પ્રત્યેક ગામડામાં લાંબાં સમયથી પંચાયતો ચાલતી આવતી હતી. ગામની સર્વ પ્રકારની ઉન્નતિ કરવી એ એ ગ્રામ્ય સમિતિઓનું કામ હતું. ૫૫ ગ્રામ્ય સમિતિઓએ "હુન્નર ઉદ્યોગ અને વેપાર સમિતિ"નું રક્ષણ કરવાનું માથે લીધું. સરકારનો હેતુ પાર પાડવામાં આ સમિતિઓ આડે આવે છે. એમ જોઇ સરકારે એ સમિતિઓના પ્રમુખોને બરતરફ કરી તેઓની જગાએ ઓસ્ટ્રિયન અમલદારની નિમણૂક કરી. કોસુથ આથી બહુ રાજી થયો. તે સમજતો હતો કે પરાધીન દેશને જગાડવા માટે આવા ફટકાની ખાસ જરૂર પડે છે.

હંગેરીનો કુળવાન વર્ગ અત્યારસુધી રાષ્ટ્રીય જાગૃતિ તરફ લક્ષ આપતો નહિ. તે વર્ગ તો ઓસ્ટ્રિયન રીતરિવાજના અનુકરણમાં મસ્ત હતો. મનુષ્યત્ત્વ અને આત્મમર્યાદાની સમજને વિસર્જન કરી બેઠો હતો. હજુ તે પછાત પડતો જતો હતો.

બન્યું એવું કે આ કુળવાન વર્ગ કોસુથે સ્થાપેલી "હુન્નરઉદ્યોગ અને વેપાર સમિતિ"ના રક્ષણ તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યો અને તે વર્ગના ઘણાખરા ગ્રામ્યસમિતિના પ્રમુખપદે રહી રાષ્ટ્રીય હુન્નરઉદ્યોગ અને ખેતીના કાર્યને ખાસ મદદ આપવા લાગ્યા. આથી ઓસ્ટ્રિયાનો સમ્રાટ ભારે ગુસ્સે થયો અને જે જે માણસોએ પોતપોતાની પદવીને અંગે દેશસેવામાં ઝુકાવ્યું હોય તે સર્વને બરતરફ કરવાનું જાહેરનામું પ્રગટ કરી તેણે પોતાના રોષને શાંત કર્યો.

કોસુથે આ પ્રસંગનો લાભ લઇ દેશના કુલવાન વર્ગને ઉદ્દેશી કહ્યું કે "જો આપનામાં ખરું મનુષ્યત્ત્વ હોય તો મનુષ્યોચિત વ્યવહાર ધારણ કરો. સમ્રાટના પગ ચાટવાનું બંધ કરો." કોસુથનાં વચનો અનેક કુળવાનોના અંતરમાં ઊતરી ગયાં. તેઓએ રાષ્ટ્રીયદળમાં જોડાઇ દેશસેવામાં ઝુકાવ્યું. એક તરફ ઓસ્ટ્રિયાના જુલમો અને બીજી તરફથી રાષ્ટ્રીય નેતાઓનાં ત્યાગ, નિષ્ઠા અને દેશસેવામાં પડતાં અસંખ્ય દુઃખોની પરંપરા નિહાળી હંગેરીવાસીના અંતઃકરણોમાં સ્વતંત્રતાનાં આંદોલનો ઉછળવા લાગ્યાં. ઘણા માણસો હંગેરી પ્રત્યે ગાઢ પ્રેમ પ્રગટ કરવા લાગ્યા, ઘણા વ્યક્તિગત સુખ તજી હંગેરીની સેવામાં જીવનબલિ આપવા તૈયાર થયા. અને જેઓ દેશસેવાનાં વ્રત લઇ શક્યા નહિ તેઓ પણ અંતરમાં હંગેરી પ્રત્યેનો અવ્યક્ત અનુરાગ અનુભવવા લાગ્યા.

આ તરફ હંગેરીની રાજધાની પેસ્ટ ઉપર ઓસ્ટ્રિયાનો શહેનશાહ બહુ ખુશ હતો. કારણ કે તે રાજભક્તોનું પીઠસ્થાન ગણાતું હતું.

પરંતુ એ સ્થળે પણ પ્રાદેશિક સમિતિના સભાસદોની ચૂંટણી વખતે રાષ્ટ્રીય પક્ષના સભાસદોનો મોટો ભાગ ચૂંટાયો. આથી સમ્રાટના ચિત્તમાં ભારે શંકા ઉદ્દભવી. તે સમજી ગયો કે હંગેરીમાં કોઇ પણ સ્થળે સાચી રાજભક્તિનું સ્થાન રહ્યું નથી.

મેટરનિંક ઓસ્ટ્રિયાના સમ્રાટ ફર્ડિનાન્ડનો મુખ્ય મંત્રી હતો. સ્વેચ્છાચારી તંત્રનો એ મૂર્તિમાન અવતાર હતો. પ્રજાની આશા ને આકાંક્ષા પર સ્વેચ્છાચારનાં લોખંડી બખ્તરો આચ્છાદવામાં તે સિદ્ધહસ્ત હતો. પ્રજાનાં બધાં હથિયારો અને લોખંડી હૃદયને અથડાઇ પાછાં પડતાં હતાં. તે કોઇ પણ પ્રકારે શાસનનાં કઠિન બંધનો ઢીલાં મૂકવાનું તો સમજતો જ નહોતો.

ઇ. સ. ૧૮૪૮ના માર્ચની ૩જી તારીખે હંગેરીની મહાસભામાં ઓસ્ટ્રિયન તંત્ર સામે કોસુથે તેજસ્વી ભાષણ કર્યું. આ ભાષણ સાંભળી ત્યાં બેઠેલા બધાના હૃદયમાં ઓસ્ટ્રિયા વિરુદ્ધના વિચારો ઉશ્કેરાવા લાગ્યા. કોસુથનું આ ભાષણ જર્મન ભાષામાં ભાષાન્તરિત થઇ વિયેનામાં પ્રકટ કરવામાં આવ્યું એટલે હંગેરી તો દૂર રહ્યું પણ ખૂદ વિયેનાના વિદ્યાર્થીઓ પણ ઓસ્ટ્રિયન તંત્ર વિરુદ્ધ બંડખોર બની ગયા. અને તેઓનું બંડ શમાવવા માટે ઓસ્ટ્રિયાનાં લશ્કરને ગોળીઓ ચલાવવી પડી. બંડખોરોનાં એક ટોળાએ ઓસ્ટ્રિયન મહાસભામાં ઘૂસી 'મેટરનિંકનો નાશ થાઓ' એવી બૂમ પાડી જનસાધારણનો મનોભાવ વ્યક્ત કર્યો.

સ્થિતિનું મહત્વ સમજતાં હવે મેટરનિંકને વિલંબ થયો નહિ. ચોતરફના બળવાથી શહેનશાહ ફર્ડિનાન્ડ પણ કંટાળ્યો હતો; આથી મેટરનિંકને મંત્રીત્વનું રાજીનામું આપી છુપે વેશે ઇંગ્લાંડ ચાલ્યા જવાની ફરજ પડી અને ત્યાં બેઠો બેઠો તે પોતાનું વહાલું સ્વેચ્છાચારી તંત્ર

પ્રજાતંત્રના પ્રચંડ આઘાતથી ચૂર્ણવિચૂર્ણ થતું જોવા લાગ્યો. આવી રીતે મેટરનિકના પતન સાથે ઓસ્ટ્રિયાના આપખુદ શાસનની પડતીનાં વાજાં વાગવા લાગ્યાં.

આ તરફથી ફ્રેંચ વિપ્લવના પ્રબળ પ્રવાહમાં ફ્રાંસનો રાજા લુઇ ફિલિપ ઘસડાઇ ગયો. ઇ. સ. ૧૮૪૮માં ફિલિપના પતનના સમાચારે યુરોપમાં સર્વત્ર જુલમના ત્રાસથી પીડાતી પ્રજાને સ્વેચ્છાચારી રાજતંત્રોની વિરુદ્ધ ઊઠવાની નવીન પ્રેરણા ફૂંકી. ફ્રેંચ વિપ્લવના સમાચારથી ઉત્સાહ પામી ઘણા સૈકાથી પીડાતા બોહિમિયા અને ઇટાલીએ ઓસ્ટ્રિયાની આપખુદ સત્તા તોડી પાડવા બંડ મચાવ્યું.

ફર્ડિનાન્ડ મહા વિપત્તિમાં આવી પડ્યો. ઓસ્ટ્રિયાના શહેનશાહની આ મુશ્કેલીનો લાભ ઉઠાવવા હંગેરી તત્પર થયું. વિદ્રોહ દબાવવા માટે હંગેરી તરફથી શહેનશાહને જરા પણ મદદ મળી નહિ. છેવટે તેણે હંગેરીની માગણીઓ કબૂલ કરી બોહિમિયાને ઇટાલીનાં બંડ શમાવવાના પ્રયત્નો કરવા શરુ કર્યા.

આ તરફ કોસુથના તેજસ્વી વક્તૃત્વને પ્રતાપે હંગરીની પ્રજા બહુ જ ઉશ્કેરાઇ ગઇ અને ૧૫મી માર્ચે ત્યાંની મહાસભામાં પ્રસિદ્ધ "માર્ચ લો" સ્વીકારવામાં આવ્યો. તેમાં કોસુથના રાષ્ટ્રીય સંઘની બધી માગણીઓ રજૂ કરવામાં આવી. એ દ્વારા કુળવાન વર્ગના શાસનને બદલે આધુનિક પ્રજાસત્તાક પદ્ધતિ શરૂ કરવામાં આવી. છાપખાનાં અને સર્વ પ્રકારના ધર્મમતમતાંતરની સ્વતંત્રતા જાળવી રાખવાનું કબૂલ કરવામાં આવ્યું અને જ્યુરીની મદદથી ન્યાય આપવાનું કામ શરૂ કરવામાં આવ્યું.

અવસ્થા એવી થઇ પડી કે ઓસ્ટ્રિયાના શહેનશાહ ફર્ડિનાન્ડને બીજો કોઇ ઉપાય ન રહેતાં જાતે હંગેરીમાં આવવું પડ્યું અને

૩૧મી માર્ચે રાષ્ટ્રીય પક્ષનો પ્રસિદ્ધ "માર્ચ લૉ" મંજૂર રાખવામાં આવ્યો. ડિક ન્યાયખાતાનો અને કોસુથ આયાત નિકાસનો મંત્રી બન્યો. રાષ્ટ્રીય પક્ષનો જય થયો. તેઓએ માગેલું શાસનતંત્ર સ્થપાયું. નેતાઓની સાધના અને હંગેરીનું અભીષ્ટ સિદ્ધ થતું જોઇ દેશમાં આનંદના ઉછાળા આવવા લાગ્યા.

ઓસ્ટ્રિયન શહેનશાહ બળવાના પ્રબળ ધક્કામાંથી ઊભો થવા લાગ્યો. સેના સૈનિકોની કુશળતાથી અને બળવાખોર દેશોમાંની જુદી જુદી જાતિઓની અદેખાઇથી બળવો શમાવવામાં તેને ભારે સરળતા પ્રાપ્ત થઇ. ઇટાલિ અને બોહિમિયાના બળવા શમાવ્યા પછી તે હંગેરીને જે જે નવાજેશો કરી હતી તે પાછી ખૂંચવી લેવાની તક ખોળવા લાગ્યો અને એવી તક મળી પણ ખરી. એ સમયે હંગેરીમાં જુદી જુદી જાતિઓ અને જુદા જુદા પક્ષ વચ્ચેની અદેખાઈ હદ ઓળંગી ગઈ હતી. ઓસ્ટ્રિયાના શહેનશાહે આ તકનો લાભ લઇ જુદા જુદા પક્ષની અદેખાઈ રૂપી આગમાં ઇંધન જોગવવાની શરુઆત કરી.

એ દરમિયાન ઓસ્ટ્રિયામાં પરિવર્તનનો વિરોધી પક્ષ બહુ જ સત્તાવાળો થઈ પડ્યો. બોહિમિયા અને ઇટાલીમાં જય મળવાથી તે ઓસ્ટ્રિયાના શાસનમાં પોતાનો કક્કો ખરો કરવા માટે દૃઢ નિશ્ચયી બન્યો અને એ ઉદ્દેશ પાર પાડવા માટે તેણે સમ્રાટ ફર્ડીનાન્ડને રાજગાદી છોડવાની ફરજ પાડી. ત્યાર બાદ ઇ.સ. ૧૮૪૮ના ડિસેમ્બરની ૨૭ તારીખે અઢાર વર્ષની ઉંમરનો ફ્રાંસિસ જોસફ ઓસ્ટ્રિયાના મસનદ પર બેઠો. ફર્ડીનાન્ડને પદચ્યુત થવાનાં અનેક કારણોમાં એક કારણ એ પણ હતું કે તેણે હંગેરીના "માર્ચ લૉ"ને કબૂલ રાખ્યો હતો; આથી તે પદભ્રષ્ટ થતાં તેણે કબૂલેલાં કાર્યો નવો સમ્રાટ માની લેવાને તૈયાર નહોતો. જોસફે શહેનશાહ બન્યા પછી હંગેરીનો "માર્ચ લૉ" કબૂલ રાખ્યો નહિ.

વિયેનાની મંત્રીસભાએ નક્કી કર્યું કે હંગેરીને કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા આપવી નહિ. આથી હંગેરીનો પ્રસિદ્ધ 'માર્ચ લૉ' રદ બાતલ કરવો જોઇએ. પરંતુ એમ કરવાની ખુલ્લી હિંમત એ સભામાં નહોતી. ખુલ્લી રીતે કોઇ પણ પ્રકારનો પ્રતિકાર થઇ શકે તેમ ન હોવાથી તેણે એક હલકટ નીતિ અમલમાં મૂકી. તેણે છુપી રીતે લોકો ન જાણે તેમ હંગેરીની આજુબાજુ આવેલી વાલાચેઇન [Walla chains] સર્બિયન [Sarbians] અને ક્રોટ [Crots] જાતિઓને હંગેરી પર હલ્લો કરવાને ઉશ્કેરી. સમ્રાટને ખાત્રી હતી કે હંગેરી આમ ચોતરફથી સંકડામણમાં આવશે એટલે શરણે આવશે, પરંતુ આમ આકસ્મિક રીતે હુમલો થવા છતાં હંગેરિયન પ્રજાના શૌર્ય આગળ એ હલ્લાખોર જાતિઓ ટકી શકી નહિ. તેઓને હાંકી કાઢવામાં આવી.

ખળ મનુષ્ય પોતાનાં પાપકાર્ય એક રીતે સિદ્ધ ન થાય તો બીજી રીતે સિદ્ધ કરવા સદા પ્રયત્નશીલ બને છે. વિયેનાની મંત્રીસભાના મત મુજબ ઓસ્ટ્રિયન સમ્રાટે લેમ્બર્ગ નામના એક માણસને રાજાના પ્રતિનિધિ તરીકે હંગેરી મોકલ્યો અને તેને હંગેરીની શાસનપદ્ધતિ પાછી ખેંચી લેવાનો ઉપદેશ આપવામાં આવ્યો.

લેમ્બર્ગની પસંદગીના સમાચાર સાંભળી હંગેરીની પાર્લમેંટે જાહેર કર્યું કે લેમ્બર્ગ હંગેરીની પસંદગીનો માણસ નથી માટે અમે તેને કદિ માન્ય રાખીશું નહિ. તેની સત્તા સ્વીકારશું નહિ. તેને કોઈ પણ પ્રકારની મદદ કરીશું નહિ અને જે કોઇ માણસ તેને કોઇ પણ પ્રકારની મદદ કરશે અગર તેની સુખશાંતિની કોઇ પણ પ્રકારની વ્યવસ્થા કરી આપશે, તેને સલાહ આપશે તે દેશનો શત્રુ ગણાશે.'

તો પણ ઓસ્ટ્રિયન સરકારે તો પોતાનું ધાર્યું જ કર્યું. લેમ્બર્ગને સર્વસત્તાધીશ બનાવી હંગેરી મોકલ્યો. હંગેરીવાસીનો અણમાનીતો

પરોણો બ્યુડાપેસ્ટમાં આવી પહોંચ્યો. પરંતુ શહેરમાં પગ મૂકતાં જ એક ગુપ્ત ઘાતકનો ભોગ થઇ પડ્યો. લેકબર્ગ સદાને માટે સ્વર્ગે સંચર્યો.

ઓસ્ટ્રિયન સમ્રાટના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે જેલાચિચ નામના ક્રોટ-જાતના સેનાપતિને મુખ્ય શાસનકર્તાના પદ પર નીમી હંગેરી મોકલ્યો. આ જેલાચિચે થોડા સમય પહેલાં હંગેરી પર હુમલો કરવામાં અગ્રભાગ ભજવ્યો હતો અને તે પણ ઓસ્ટ્રિયન સરકારની ઉશ્કેરણીથી. શહેનશાહે જેલાચિચના રક્ષણ માટે એક ઓસ્ટ્રિયન લશ્કરની ટુકડી પણ બ્યુડાપેસ્ટ ભણી રવાના કરી; પરંતુ હંગેરીની પાર્લમેંટ આ બધાથી જરા પણ બીધી નહિ.

કોસુથના પક્ષે ઉશ્કેરાઇ જાહેર કર્યું કે હંગેરીમાં ઓસ્ટ્રિયન સત્તાનો અંત આવ્યો છે. હવે હંગેરી સ્વતંત્ર બનેલું હોવાથી કોઇ પણ પરદેશીને તેની અનુમતિ વિના દેશમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી. કોસુથ સ્વતંત્ર હંગેરીનો પ્રેસિડેન્ટ બન્યો અને ઇ. સ. ૧૮૪૯માં ઓસ્ટ્રિયા સાથે હંગેરીનું યુદ્ધ શરૂ થયું. અપાર ઉત્સાહપૂર્વક હંગેરીઅન સેનાપતિ આર્થર જ્યોર્જી લડાઇની વ્યવસ્થા કરવા લાગ્યો. તેણે સામી લડાઇમાં ઓસ્ટ્રિયન સૈન્યને પાછું હઠાવી કાઢ્યું. પરંતુ એ દરમિયાન જોસફે રશિયાના સમ્રાટ નિકોલસ ૧લાની હંગેરીને દબાવવામાં મદદ માગી. નિકોલસ સ્વભાવથી જ પ્રજાતંત્રનો વિરોધી હતો અને હંગેરીમાં પ્રજાતંત્ર પ્રતિષ્ઠિત થાય તો તેનો ચેપ પોલાંડને પણ લાગે એમ ધારી તેણે જોસફની મદદમાં લગભગ બે લાખનું લશ્કર હંગેરી તરફ રવાના કર્યું.

કોસુથની ઉશ્કેરણીભર્યાં ભાષણોથી ઉત્તેજન પામી હંગેરીએ લડાઇ ચાલુ રાખી. તુર્કીની મદદ માગવામાં આવી પણ કંઇ વળ્યું નહિ.

અગણિત શત્રુઓને અટકાવવાનું અસંભવિત થઇ પડ્યું. છેવટે કોસુથે પ્રેસિડેન્ટનું પદ તજી આર્થર જ્યોર્જીને અર્પણ કર્યું.

ઇ.સ. ૧૮૪૯ના ઓગસ્ટની તેરમી તારીખે જ્યોર્જીને શરણુ થવાની જરૂર પડી, તે સાથે હંગેરીની સ્વતંત્રતાનું યુદ્ધ પણ બંધ પડ્યું! કોસુથે તુર્કી તરફ પલાયન કર્યું. નિકોલસે કબજે થએલાં હંગેરીને જોસફના હાથમાં સોંપ્યું.

વળી હંગેરી ઓસ્ટ્રિયાના તાબાનો દેશ બન્યો. ઓસ્ટ્રિયાની સરકારના હુકમથી દેશ ત્રાહી ત્રાહી પોકારવા લાગ્યો. બળવાખોર પક્ષના સંખ્યાબંધ નેતાઓનાં ખૂન કરવામાં આવ્યાં, બાકીનાઓએ દેશનિકાલ કરવામાં આવ્યા. ઓસ્ટ્રિયન લશ્કર સર્વત્ર હાજર રહી હંગેરીની પરાધીનતાની બેડીઓ મજબૂત બનાવવા લાગ્યું: હંગેરીની શાસનપદ્ધતિનો નાશ કરવામાં આવ્યો; રાષ્ટ્રીય ચળવળ કરનારાં મંડળો બંધ પાડવામાં આવ્યાં; હંગેરિયન ભાષા નાબૂલ કરવામાં આવી; ગ્રામ્યપંચાયતો તોડી પાડવામાં આવી અને દેશને નાના નાના ટુકડામાં વહેંચી નાખી ઓસ્ટ્રિયન લશ્કરી અમલદારોના તાબામાં મૂકવામાં આવ્યો. આ પ્રમાણે યુરોપના નકશામાંથી હંગેરીની સ્વાધીનતાનું નામ તે વખતે તો લૂછાઇ જ ગયું.

હંગેરીવાસીની પીઠ પર ઓસ્ટ્રિયાની ગુલામીનો પંજો પડ્યો. થોડો વખત તો એમ જ લાગ્યું કે હંગેરીના રાષ્ટ્રીય જીવનનું મરણ સૂકાઈ ગયું છે. પરંતુ સ્વતંત્રતાની લડાઈ શરૂ થયા પછી નિરંકુશ સ્વાધીનતા પ્રાપ્ત થયા પહેલાં બંધ થતી જ નથી.

ફાંસિસ ડિંક સ્વાધીનતાના યજ્ઞમાં બલિદાન આપી એ યજ્ઞના અગ્નિને પ્રજ્વલિત બનાવ્યો, આ અગ્નિ ભડભડ કરતો બળતો નહોતો છતાં બૂઝાયો તો નહિ જ. બૂઝાઇ શકે પણ કઇ રીતે!

ડિક પેસ્ટમાં પોતાના મકાનમાં રહેતો હતો. સ્વાધીનતાના યજ્ઞનાં ઇંધનો પૂરાં પાડવા તે રાતદહાડો યોજનાઓ ઘડતો હતો. તેના મિત્રો હમેશાં તેની સાથે આ પ્રસંગની ચર્ચા કરતા હતા.

હંગેરીમાં દેશપ્રીતિ લુપ્ત થઈ નહોતી. એ હવે બાહ્ય દેખાવ છોડી અંતરમાં પેઠી હતી. તેથી કયે વખતે અને કઇ રીતે એ આંતરિક પ્રીતિ બહાર ભભૂકી નીકળી પ્રલયકાળનો ધ્વંસ મચાવશે એ ઓસ્ટ્રિયાનો શહેનશાહ સમજી શકતો નહોતો. તે આ બાબતમાં ચિંતા દર્શાવી રહ્યો હતો. છેવટે તેને સૂઝયું કે કોઇ પણ રીતે ડિકને વશ કરું તો કામ પાર પડે ખરૂં. ડિક સંતુષ્ટ બને તો તેના અનુયાયીઓ પણ સંતોષ પામશે. આથી સાપ મરશે પણ લાકડી અક્ષત રહેશે. આ વિચારોથી દોરાઇ તેણે ડિકને એક ઊંચી પદવી આપવાની ઇચ્છા દર્શાવી, પરંતુ મહાન આશયવાળા ડિકે ગર્વપૂર્વક જવાબ આપ્યો કે "મારો દેશ સ્વતંત્ર બનશે ત્યારબાદ આપની માગણી પર વિચાર ચલાવીશ."

પોતાની ધારણામાં નિષ્ફળ નીવડતાં ફરીથી ઓસ્ટ્રિયન સમ્રાટે તુર્કને કહેવરાવ્યું કે તમારા પ્રતિનિધિઓ સાથે જો વિયેના આવશો તો હંગેરીની શાસનપદ્ધતિ સંબંધમાં વાટાઘાટ કરી કંઇક અંતિમ નિર્ણય પર આવી શકાશે. તેજસ્વી ડિકે આ માગણીના જવાબમાં જણાવ્યું, કે "જે સમ્રાટે અન્યાયભરી રીતે હંગેરીની સ્વતંત્રતા લૂંટી લીધી છે, તેની સાથે હંગરીવાસી કોઇ પણ પ્રજાજન ચર્ચા કરવા નાખુશ છે."

બધી માગણી નાકબૂલ થવાથી હવે ઓસ્ટ્રિયન શહેનશાહે નક્કી કર્યું કે હંગેરીની રાષ્ટ્રીયતા હમેશને માટે નષ્ટ કરવી અને એ ઉદ્દેશ પાર પાડવા તેણે હંગેરીને જર્મન સામ્રાજ્યમાં ભેળાવી દેવા માટે કાવતરાં કરવાં શરૂ કર્યાં. હંગેરીને એકવાર જર્મન સામ્રાજ્યમાં ભેળવ્યા પછી તેનાં ગુલામીનાં બંધનો એવાં મજબૂત બનશે કે પછીથી

એ બંધનો તોડવાનો પ્રયાસ કરનારે પ્રુશિયા, બાવેરિયા વગેરે ચૂર્ણ-વિચૂર્ણ કરી નાખશે. પરંતુ ફ્રાંસને આ કાવતરાની ખબર પડી. આ બાબતમાં તેણે હંગેરીનો પક્ષ લીધો. આમ ફ્રાંસને નાખુશ કરવાની તાકાત ઓસ્ટ્રિયામાં ન હોવાથી તેણે આ વિચાર પડતો મૂકયો.

આ તરફ ડિક કેળવણીના ફેલાવા માટે તથા હુન્નરઉદ્યોગની વૃદ્ધિ માટે ખૂબ પ્રયત્ન કરવા લાગ્યો. કોસુથ અને બીજાં નેતાઓને તો ઓસ્ટ્રિયન સરકારે આ અગાઉ દેશનિકાલ કર્યા હતા. તેઓ વિદેશમાં હંગેરીનો માલ ખપાવવાની વ્યવસ્થા કરવા લાગ્યા. અને હંગેરી પ્રત્યે પરદેશીઓની સહાનુભૂતિ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા.

હંગેરીમાં ફરીથી ઓસ્ટ્રિયન દ્વેષ મૂર્ત સ્વરૂપ લેતો જોઇ સમ્રાટ ફીકરમાં પડ્યો અને પ્રધાનોની સલાહ મુજબ હંગેરીની રાજધાની પેસ્ટમાં જઇ પ્રજાને સંતુષ્ટ કરવાના વિચાર કરવા લાગ્યો.

પેસ્ટનાં વર્તમાનપત્રોના તંત્રીઓને ખબર મોકલવામાં આવી કે તેમણે પોતપોતાના પત્રોમાં પ્રગટ કરવું કે સમ્રાટ હંગરીમાં "નવીન યુગ" સ્થાપવા આવે છે. અને તે પ્રસંગે રાજદ્વારી અપરાધ સબબ જે કોઇ મનુષ્યની સંપત્તિ જપ્ત થઇ છે તે પાછી સોંપવામાં આવશે.

સામાન્ય પ્રજાની શ્રદ્ધા અને પ્રીતિ વધારવા માટે સમ્રાટે સર્વ પ્રકારની કૂટનીતિ અજમાવી જોઇ, પરંતુ તે સફળ થયો નહિ. ડિક તો પત્થરની માફક અચળ રહ્યો. તેણે જાહેર કર્યું કે હંગેરીનો રાજા જ હંગેરીવાસીઓની પ્રીતિ અને ભક્તિનો અધિકારી છે, ઓસ્ટ્રિયન શહેનશાહ નહિ.

સમ્રાટ અને સામ્રાજ્ઞી પેસ્ટ શહેરમાં ઇ.સ. ૧૮૫૭ના મે માસમાં આવી પહોંચ્યાં. સરકારે બધી જાતના ઉપાયો અજમાવી હંગેરીની પ્રીતિ વધારવાના પ્રયત્નો કર્યા. મોટા મોટા મેળાવડા કરવામાં આવ્યા.

નાચગાનની મિજલસો ચાલવા લાગી. ભોજન-સમારંભોનો પણ પાર રહ્યો નહિ. સામ્રાજ્ઞીએ હંગેરિયન ટોપી પહેરી રાષ્ટ્રીય નિશાળોની મુલાકાત લીધી. તેના માનમાં હંગેરિયન નાચગાનના સમારંભો થયા; શહેનશાહ અને શહેનશાહબાનુએ હંગેરિયન ભાષાનાં ભારોભાર વખાણ કર્યાં. કહેવાની જરૂર નથી કે હંગેરીની ભાષા આ પહેલાં સરકારની સાવકી પુત્રી ગણાતી હતી. નરમ દળના લોકો શહેનશાહની વર્તણૂકથી એટલા તો ખુશ થઇ ગયા કે તેઓ તેને માનપત્ર આપવા તૈયાર થયા. પરંતુ ડિક હજુ અચળ હતો. તે સરકારની યુક્તિ બરાબર સમજતો હતો. તેણે નરમ દળના લોકોને ઉદ્દેશી ગર્જના કરી કહ્યું કે "જે સમ્રાટે હંગેરીની સ્વતંત્રતા ખૂંચવી લીધી છે તેને વળી અભિનંદન કેવાં!"

તો પણ નરમ દળે શહેનશાહને માનપત્ર આપી નવાજ્યો! રાજ-દંપતિએ માનપત્ર આપનારાને સમાદરપૂર્વક આલિંગન આપ્યાં. આટલું છતાં હંગેરીની રાજ્યવ્યવસ્થામાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવામાં આવ્યો નહિ. રાજદંપતિના આગમનથી હંગેરીના રાષ્ટ્રીય પક્ષના વિચારો જરા પણ ફર્યા નહિ. આથી આ મુલાકાતનાં સ્થાયી પરિણામ આવ્યાં નહિ.

બીજી બાજુએ ઇ.સ. ૧૮૫૯માં ઓસ્ટ્રિયા વિરુદ્ધ ફ્રાંસે લડાઇ આરંભી. હંગેરીએ ઓસ્ટ્રિયાને જોઇતી મદદ કરી નહિ. પરિણામે ઓસ્ટ્રિયા હાર્યું અને સમ્રાટ ફ્રાંસિસ જોસફ દિલગીર વદને રાજધાનીમાં પાછો ફર્યો. તેણે તે વખતના વડા પ્રધાનને બરતરફ કરી જોશિકા નામના એક હંગેરિયનને વડા પ્રધાન બનવાની વિનંતિ કરી; પરંતુ જોશિકાએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે "નામદાર, હું હંગેરી વાસી છું. હું હંગેરીની ભાષા સિવાય બીજી ભાષા જાણતો નથી. આપ જેમ ઓસ્ટ્રિયનને હંગેરી પર રાજ ચલાવવા નીમો છો અને તે પરદેશી હોવાથી ન્યાયાનુસાર રાજસત્તા ચલાવી શકતો નથી, તેમ હું

પણ ઓસ્ટ્રિયાને માટે વિદેશી છું માટે તેના પર કારભાર ચલાવવો એ મને ન છાજે." જોશિકાએ આ રીતે વડા પ્રધાનની પદવીનો અસ્વીકાર કર્યો.

પરંતુ શહેનશાહને હંગેરીને સંતોષ આપ્યા સિવાય ચાલે તેમ નહોતું. તેણે ૭ હંગેરીવાસીને સરકારી સલાહકારક કમિટિના સભાસદ રૂપે પસંદ કર્યા. એ સભાસદોએ આ બાબતમાં ડિકની સલાહ લીધી. ડિકે કહ્યું, કે "જરૂર પડે તો શહેનશાહે પેસ્ટ આવી હંગેરીની પાર્લમેંટની સલાહ લેવી જોઇએ." આથી સમ્રાટે પસંદ કરેલા સભાસદોમાંથી મોટા ભાગે સલાહકારક સભામાં હાજરી આપે નહિ.

શહેનશાહે બીજો કોઈ ઉપાય ન જોતાં હંગેરીને સંતુષ્ટ કરવા માટે બીજા રસ્તા લેવાનો વિચાર કર્યો. તેણે ગ્રામ્ય સમિતિઓનો પુનરુદ્ધાર કરવા માટે હંગરીવાસીઓની સલાહ લીધી. એ ખાતર તેણે હંગેરીમાં એક સરકારી "બેઠક" બોલાવી. હંગેરીવાસીઓએ ધાર્યું કે ડિક આ બાબતમાં તો નમતું મૂકશે જ અને રાજાની કૃપાને માથે ચડાવી લેશે. પરંતુ ડિકે પોતાનો મત બદલ્યો નહિ. તેણે ગંભીર અવાજે જાહેર કર્યું કે "ઓસ્ટ્રિયાના સમ્રાટને હંગેરીમાં આવી 'બેઠક' બોલાવવાનો અધિકાર નથી."

ઈ. સ. ૧૮૬૧માં બીજો કોઇ રસ્તો ન મળતાં શહેનશાહે હંગેરીમાં ગ્રામ્ય સમિતિઓની પુનઃસ્થાપના કરી અને હંગેરીની પાર્લમેંટ બોલાવી. પરંતુ ગ્રામ્ય સમિતિઓની સ્થાપના થતાં જ સરકારે પસંદ કરેલા ઓસ્ટ્રિયન પ્રમુખોને હાંકી કાઢવામાં આવ્યા. તથા બધી ગ્રામ્ય સમિતિઓ તરફથી એવા ઠરાવ થયા કે ઓસ્ટ્રિયન સૈન્યના ખર્ચ પેટે અમે કર નહિ ઉઘરાવીએ. સરકાર મુશ્કેલીમાં આવી પડી.

હંગેરીની પાર્લમેંટે પણ શહેનશાહને સ્પષ્ટ લખી જણાવ્યું કે જો તમે હંગેરીના રાજા બનવા માગતા હો તો અમારી રાજવ્યવસ્થા કબૂલ રાખવી પડશે અને બ્યુડા નગરમાં તમારો રાજ્યાભિષેક થવો જોઇએ. આ સભાએ સમ્રાટને એ પણ લખી જણાવ્યું કે કદાચ હંગેરીને ફરીથી આગ સાથે રમત રમવી પડશે પણ દેશને ખાતર પ્રત્યેક પ્રજાજન એ કામ ગમે તેવું મુસ્કેલી ભર્યું હોય છતાં માથે લેવા તૈયાર છે. હંગેરીની સ્વાધીનતા એ કંઇ વ્યક્તિગત વિષય નથી કે તેને જલદી તજી શકાય. હંગેરીવાસીઓએ વિશ્વાસપૂર્વક આ પાર્લામેંટના હાથમાં પોતાની સ્વતંત્રતાની લગામ સોંપી છે. માટે એનું રક્ષણ કરવું એ અમારો ધર્મ છે. જરૂર પડતાં હંગેરીની સ્વાધીનતાના સંરક્ષણ માટે અને ભવિષ્યના વંશધરોને તેના વારસ કરવા માટે, દેશવાસીઓ પીડા સહન કરતાં છતાં પણ પાછા પડશે નહિ. પાશવ બળ જે કંઇ હરણ કરી શકે છે તે કોઇ પણ વખતે પાછું મળી શકે છે, પરંતુ દેશવાસી સ્વેચ્છાથી પોતાની સ્વતંત્રતા બીજાના હાથમાં સોંપે તો તેમાંથી ઉદ્ધાર પામવાનું કામ મુસ્કેલ અને અનિશ્ચિત છે. હંગેરીવાસી પોતાની વાજબી માગણી કબૂલ કરાવવા માટે ભવિષ્યના સુખ-સૌભાગ્ય પ્રત્યે લક્ષ્ય રાખી જુલમ અને પીડા હસતા વદને સ્વીકારવા તૈયાર છે.

ઓસ્ટ્રિયન શહેનશાહ હંગેરીની આવી દઢતા જોઇ ગુસ્સે થયો અને પાર્લમેંટ વિસર્જન કરવાનો હુકમ કરવામાં આવ્યો, પાર્લમેંટનું મકાન ઓસ્ટ્રિયન સૈન્યે કબજામાં લીધું. સૈનિકો બંદુકો હાથમાં લઇ પાર્લમેંન્ટના મકાન આગળ પહેરો ભરવા લાગ્યા. આથી સભાસદો પાર્લમેંટના મકાનમાં જઇ શક્યા નહિ.

ડિકે જાહેર કર્યું કે ઓસ્ટ્રિયાએ લડાઇ જાહેર કીધી છે. પ્રત્યેક ગ્રામ્ય સમિતિ બંધ કરી દેવાની શહેનશાહે આજ્ઞા ફરમાવી દીધી.

પરંતુ ગ્રામ્ય સમિતિએ આ હુકમનો અનાદર કર્યો. છેવટે સૈન્ય વડે એ સમિતિઓના સભાસદોને હાંકી કાઢવામાં આવ્યા, છતાં હંગેરીઅનોએ શહેનશાહના મત મુજબ કાર્ય કરવાની કબુલાત આપી નહિ. પરિણામે સર્વત્ર લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો.

ડિકે દેશબાંધવોને સાવચેત કરતાં કહ્યું કે કોઈએ શાંતિનો ભંગ કરવો નહિ. મન પર કાબૂ રાખવો પરંતુ દેશની માગણીમાં જરા પણ છૂટછાટ મૂકવા તૈયાર થવું નહિ. આત્મમર્યાદા જાળવી રાખી પ્રત્યેક હંગેરીના સંતાને આ જુલમને સહન કરવો.

ડિકનો ઉપદેશ માથે ચઢાવી હંગેરીયનો ઓસ્ટ્રિયાની આસુરી શક્તિ સામે દૃઢતાપૂર્વક ઊભા. પુરેપૂરા ઉદ્યમથી અસહકાર નીતિ શરૂ થઈ. કોઈ પણ જગાએ મારામારી કે હુલ્લડ થયાં નહિ. ઓસ્ટ્રિયાના કરસંગ્રહ કરનારા કર ઉઘરાવવા આવ્યા. કોઈએ તેના પ્રત્યે અત્યાચાર ગુજાર્યાં નહિ એટલું તો નહિ પણ તેની મશ્કરી પણ કરી નહિ. માત્ર હંગેરીવાસીઓએ કર આપવાની ના પાડી પોતાની દૃઢતા બતાવી આપી.

ઓસ્ટ્રિયન પોલિસે કર વસુલ કરવા માટે માલ જપ્ત કરવા માંડ્યો. મોટાં શહેરોમાં એ માલની હરરાજી બોલાવવામાં આવી, પરંતુ નવાઈની વાત એ હતી કે કોઈ પણ હંગેરીઅને એ હરરાજીમાં ભાગ જ ન લીધો. છેવટે હરરાજીમાં મૂકેલી ચીજો ખરીદવા માટે ઓસ્ટ્રિયાથી માણસો બોલાવવામાં આવ્યાં. શહેનશાહ સમજી ગયો કે આથી તો લાભ કરતાં નુકશાન વધારે થાય છે.

હવે સમ્રાટ હંગરીના દરેક ગામડાં પર અત્યાચારની ઝડી વરસાવવા લાગ્યો. પરંતુ હંગેરીવાસીઓએ એ બધું મૂંગે મોઢે સહન

કર્યું. થોડા દિવસમાં શહેનશાહને સમજ પડી કે હંગેરીઅનોને જુલમથી વશ કરવાનું કામ અસંભવિત છે.

પછી જ્યારે વિયેનામાં અખિલ સામ્રાજ્ય સમિતિ બોલાવવામાં આવી ત્યારે જણાયું કે તેમાં હંગેરીનો એક પણ પ્રતિનિધિ હાજર રહ્યો નથી. પરિણામે આ સમિતિ સર્વત્ર મશ્કરીનું પાત્ર થઇ પડી.

ઓસ્ટ્રિયન દમનનીતિ સામે વાંધો દર્શાવવા માટે હંગેરીવાસીઓએ ઓસ્ટ્રિયન માલનો બહિષ્કાર ક્યારનો કર્યો હતો. હવે ઓસ્ટ્રિયન સમ્રાટે જાહેર કર્યું કે એ બહિષ્કાર ગેરકાયદેસર છે, હંગેરીવાસીઓએ આ ફરમાન તરફ નજર પણ નાખી નહિ. પરિણામે સર્વત્ર ધરપકડ થવા લાગી. હંગેરીવાસીઓએ ઓસ્ટ્રિયન જેલો ભરી દીધી.

સમ્રાટ ફ્રાંસિસ જોસફના મનોરથ સિદ્ધ થયા નહિ. તે ફરીથી હંગેરીને સંતોષવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. હંગેરીના રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા અને ત્યાંના રાષ્ટ્રીય વિદ્યાલયોને મોટા પ્રમાણમાં પૈસાની મદદ કરવા લાગ્યો.

સમ્રાટે હંગેરીની પાર્લમેંટ બંધ કરી દીધી હતી. પરંતુ દશ વર્ષ સુધી હંગેરીવાસીઓએ "કૃષિસંઘ" વગેરે સ્થાપી પોતાનો જાતિય આદર્શ ટકાવી રાખ્યો હતો.

દૈવયોગે આ સમયે પ્રુશિયાએ ઓસ્ટ્રિયા સામે યુદ્ધ જાહેર કરવા તૈયાર થયું. ઓસ્ટ્રિયાનો સમ્રાટ ભારે સંકડામણમાં આવી પડ્યો. તે હંગેરીની મિત્રતા માટે તત્પર બન્યો. તેણે ડિકને હંગેરીની મિત્રતાની કિંમત પૂછાવી. ડિકે શાંત ચિત્તે જવાબ આપ્યો કે "હંગેરીમાં સ્વાધીનતાની પુનઃ પ્રતિષ્ટા કરો."

હંગેરીમાં સર્વત્ર અફવા ફેલાઈ કે સમ્રાટ ફરીથી પેસ્ટ આવે છે અને નવયુગ સ્થાપવાની તૈયારી કરે છે. અફવા સાચી પડી. ઇ.સ. ૧૮૬૫માં સમ્રાટ પેસ્ટ આવ્યો. હંગેરીવાસી હાથમાં વાવટાઓ લઇ સમ્રાટને અભ્યર્થના કરવા આવ્યા. દૂરથી શહેનશાહે જોયું કે પુષ્કળ લોકો પોતાની અભ્યર્થના કરવા એકત્ર થયા છે. પ્રત્યેકના હાથમાં વાવટા છે. શહેનશાહના મુખ પર સ્મિત ફરક્યું. પરંતુ નજીક આવતાં જણાયું કે એ દરેક વાવટો હંગેરીની સ્વતંત્રતા સૂચવી રહ્યો છે. દરેક મનુષ્ય હંગેરીની સ્વતંત્રતા જાહેર કરી રહ્યું છે. ગરીબ બિચારો ફ્રાંસિસ જોસફ! એવો તો ખસિયાણો પડી ગયો કે આ આગમનનો મૂળ ઉદ્દેશ પાર પાડવાનો વિચાર જ તેણે માંડી વાળ્યો.

નવો યુગ નવાં યુગને ઠેકાણે રહ્યો. કેવળ એટલું જ જાહેર કરવામાં આવ્યું કે ભવિષ્યમાં હંગેરીની પાર્લમેંટ બોલાવવામાં આવશે.

હંગેરી સંતુષ્ટ થયું નહિ. સમ્રાટ પણ પ્રુશિયા સામે બાથ ભીડવાનું સાહસ કરી શક્યો નહિ. આથી પ્રુશિયાની બધી માગણી કબૂલ રાખી તેણે યુદ્ધની જંજાળમાંથી મુક્તિ સાધી. આ બનાવ પરથી તેણે ધડો લીધો કે દેશની આંતરિક સ્થિતિ સુધાર્યા સિવાય બહારના શત્રુઓ સામે હું ટક્કર ઝીલી શકીશ નહિ; આથી તેણે નક્કી કર્યું કે હંગેરીની માગણીઓ પૂર્ણ કરી તેને મિત્ર બનાવવું એ આવશ્યક છે. આવા વિચારથી દોરાઇ ઇ. સ. ૧૮૬૫માં તેણે એક સનંદ પ્રગટ કરી. તેમાં તેણે હંગેરીની રાષ્ટ્રીય પાર્લામેંટની સ્વાધીનતા સ્વીકારી લીધી, તથા સામ્રાજ્યની અંદર રહી અંદરનો બધો કારભાર ચલાવવાની હંગેરીને સંપૂર્ણ સત્તા આપવામાં આવી. પરંતુ હંગેરી આથી સંતોષ પામ્યું નહિ. ડિક વગેરે હંગેરીના આગેવાનો કોઇ પણ પ્રકારની ભૂલચૂક રહેવા દે તેવા નહોતા. તેઓ તો સંપૂર્ણ સ્વતંત્રતાનો પ્રયાસ કરનારા હતા.

આથી તેઓએ ઇ. સ.. ૧૮૪૮ની શાસનસંરક્ષણ પદ્ધતિની ફરી સ્થાપના કરવાની માગણી કરી.

સમ્રાટે હંગેરીની પાર્લમેંટ બોલાવી. હંગેરીનો પહેરવેશ પહેરી તે સભા મંડપમાં આવ્યો અને હંગેરીની ભાષામાં વાતચીત કરવા લાગ્યો. ઘણા સભાસદો સમ્રાટની આવી ચતુરાઇથી પ્રસન્ન થઇ ગયા અને તેના નામના આનંદ ધ્વનિ કરવા લાગ્યા. પરંતુ ડિક હજુ ચુપ બેઠો હતો. આવા દેખાવોમાં ભાગ લેવા તે તૈયાર નહોતો.

સમ્રાટના ભાષણ પરથી જણાયું કે હવે હંગેરીને સોળેસોળ આના સ્વરાજ મળ્યું છે. પરંતુ વાસ્તવિક રીતે તો કંઇ મળ્યું નહોતું. એક સભાસદે કહ્યું કે "આ નવીન યુગમાં આપણને સીમાબદ્ધ પાર્લમેંટ મળી છે. અખિલ સામ્રાજ્યની પાર્લમેંટ વિયેનામાં બેઠી બેઠી ઘણાખરા વિષયોમાં આ પાર્લમેંટને બંધનમાં રાખશે; ગ્રામ્ય સમિતિઓમાં કંઇજ સુધારા કરવામાં આવ્યા નથી. રાષ્ટ્રીય સ્વાધીનતા તો આપણને મળી જ નથી."

સમ્રાટ આંશિક સ્વતંત્રતા આપવા તૈયાર હતો ખરો, પરંતુ સંપૂર્ણ સ્વતંત્રતા વિષે તો તે વિચાર પણ કરી શકતો નહોતો. હંગેરીની પાર્લમેંટે સમ્રાટને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે જો તમે હંગેરીની પૂર્ણ સ્વાધીનતા કબુલ નહિ કરો તો હંગેરીના શત્રુ ગણાશો. સમ્રાટ ઉતરેલે ચહેરે વિયેના પાછો ફર્યો.

હંગેરીની પાર્લમેંટે તો સ્વતંત્ર રીતે જ કામ લેવા માંડ્યું. પોતાની સત્તા ઉપર બીજી કોઇ સત્તા છે એ તરફ તેણે લક્ષ જ ન આપ્યું. આ તરફ ઇ. સ. ૧૮૬૬માં પ્રુશિયાએ ફરીથી ઓસ્ટ્રિયા સામે જંગ માંડ્યો. ઓસ્ટ્રિયાના શહેનશાહે ચોમેર અંધકાર જોયો. હંગેરીને

સંતુષ્ટ કરવા માટે તેણે વળી પ્રયત્ન શરુ કર્યા. તેણે ડિકને આમંત્રણ મોકલ્યું. મધરાતને સુમારે ડિક ને સમ્રાટ સાથે મળ્યા, સમ્રાટે નમ્ર અવાજે કહ્યું, "ડિક, હવે કંઈ ઉપાય છે ?"

ડિક : શાંતિ સ્થાપો. હંગેરીને તેની વાજબી સ્વતંત્રતા આપી દો.

સમ્રાટ : એમ કરું તો હંગેરી મને આ લડાઈમાં મદદ આપશે ખરું ?

ડિક : જી ના. એમ તો નહિ જ બને. હું હંગેરીની સ્વતંત્રતાને શરતી બનાવવા માગતો નથી.

સમ્રાટ દિલગીર વદને ચાલ્યો ગયો. તેજસ્વી ડિક પણ પોતાને ઉતારે રવાના થયો.

આવી સ્થિતિમાં જે થવાનું હતું તે જ થયું. હંગેરીની મદદ ન મળી. તે પ્રુશિયાના સૈન્ય આગળ હારવા લાગ્યો. ફ્રાંસિસ જોસફ હવે પ્રધાન સાથે મંત્રણા કરવા બેઠો. મંત્રીએ કહ્યું કે "સ્વેચ્છાચારી રાજાની માફક વર્તો." પરંતુ હંગેરીના સંબંધમાં સમ્રાટને ખાસ અનુભવ મળ્યો હતો. તેણે મંત્રીની સલાહ તરફ લક્ષ આપ્યું નહિ. તેણે એ મંત્રીને બરતરફ કર્યો. સમ્રાટે દૃઢ નિશ્ચય કર્યો કે હંગેરી સાથે મિત્રતા સ્થાપવી જ જોઈએ. આવા વિચારોથી દોરાઈ તેણે ઈ. સ. ૧૮૬૬માં હંગેરી સાથે મિત્રતા સાંધવા એક બીજો પ્રયત્ન કરી જોયો. પરંતુ તેણે હંગરીની પાર્લમેંટ પર મિત્રતાના ઠરાવ સંબંધી જે પત્ર લખ્યો તેને સભાસદો શકની નજરે જોવા લાગ્યા. સમ્રાટે પોતાના વડા પ્રધાનને પેસ્ટમાં ડિક સાથે મંત્રણા કરવા મોકલ્યો. મંત્રીએ પેસ્ટ જઈ ડિકને વચન આપ્યું કે હંગેરીમાં સ્વાધીનતાનાં રાજ્ય ફરી સ્થાપવામાં હવે વિલંબ નથી. આના

જવાબમાં ડિકે પણ વચન આપ્યું કે જો તેમ હોય તો પ્રુશિયા સાથેની લડાઇ દરમિયાન હંગેરીમાં બંડખેડા ન થાય તે તરફ સખત તાકેદારી રાખવા હું બંધાઉં છું.

ડિકે આ પછી સમ્રાટને લખી જણાવ્યું કે "હંગેરીની સ્વાધીનતા ફરી ન સ્થપાય ત્યાં સુધી પાર્લમેંટ કોઇ પણ પ્રકારનો ઠરાવ ગ્રહણ કરવા તૈયાર નથી." આ દારુણ કઠોર વચનો સાંભળી સમ્રાટના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે હંગેરીમાંથી જોર જબરીથી રંગરૂટ એકત્ર કરવાનો હુકમ આપ્યો.

હંગેરીના એક છેડાથી બીજા છેડા સુધી સખત વાંધાઓનું વાવાઝોડું મચ્યું. પ્રજા ઉન્મત્ત બની ગઇ. ડિક હવે કઇ રીતે બંડના બારણાં સાચવવાં તેનો વિચાર કરવા લાગ્યો. તેણે કહ્યું કે "હજુ છેલ્લો પ્રયત્ન કરી જોવા. સમ્રાટને આપણે આપણી એકત્ર માગણી અને દૃઢ સંકલ્પની વાત જણાવીએ. જોઇએ તો ખરા કે તે પોતાનો હુકમ પાછો ખેંચી લે છે કે નહિ." હંગેરીવાસીઓએ ડિકનો ઠરાવ મંજૂર રાખ્યો. સમ્રાટને હંગેરીવાસીઓનો ઠરાવ જણાવવામાં આવ્યો.

પરંતુ નવાઇની વાત તો એ બની કે હંગેરીની સ્થિતિ જોઇ સમ્રાટે આ પહેલાં સૈન્યસંગ્રહનો હુકમ પાછો ખેંચી લીધો હતો. ઇ. સ. ૧૮૬૭માં તેણે ડિકને વિયેના બોલાવી વચન આપ્યું કે હંગેરીની બધી માગણીઓ કબૂલ રાખવા હું તૈયાર છું. ત્યારબાદ ચાર દિવસ પછી સમ્રાટે જુલિયસ એન્ડ્રેસીને બોલાવ્યો. આ જુલિયસ એન્ડ્રેસીએ જ ઇ. સ. ૧૮૫૮માં સમ્રાટ વિરુદ્ધ હંગરીની સ્વાધીનતા ખાતર બંડ જગાવ્યું હતું અને શહેનશાહે તેને પકડવા માટે મોટી રકમનું ઇનામ કાઢ્યું હતું. આજે સમ્રાટે નછૂટકે એન્ડ્રેસીની મદદ માગી હતી. એન્ડ્રેસી વિયેના આવ્યો. સમ્રાટે તેને આદરમાન

પૂર્વક આવકાર આપ્યો અને રાષ્ટ્રીય પ્રધાનમંડળ ગોઠવવાની વિનંતિ કરી.

ઇ. સ. ૧૮૬૭માં હંગેરીની પાર્લમેંટની બેઠક મળી. સમ્રાટે હંગેરીના છેલ્લા ઠરાવનો શો જવાબ આપ્યો તે જાણવા ખાતર બધા આતુર થઇ રહ્યા હતા. પાર્લમેંટમાં જાહેર કરવામાં આવ્યું કે સમ્રાટે જોરજબરીથી સૈન્યસંગ્રહ કરવાનો કાયદો ખેંચી લીધો છે. હંગેરી સ્વેચ્છાપૂર્વક જે સૈન્ય મોકલે તે સ્વીકારવાનું કબૂલ કર્યું છે અને પાર્લમેંટની બધી માંગણી કબૂલ રાખવાનું તેઓએ વચન આપ્યું છે. ઇ. સ. ૧૮૬૭ના જૂનની ૮મી તારીખે શહેનશાહ જાતે પેસ્ટ આવ્યો અને હંગેરી સાથે છેવટનો ફેંસલો કરવા તૈયાર થયો. આ ફેંસલા મુજબ અખિલ સામ્રાજ્યને ઓસ્ટ્રિયાહંગેરીના નામથી ઓળખવાનું નક્કી થયું. ઓસ્ટ્રિયા અને હંગરી બંને સમાન રાષ્ટ્ર તરીકે સામ્રાજ્યમાં રહે. બન્નેની રાજધાની સ્વતંત્ર રહે–ઓસ્ટ્રિયાની વિયેના અને હંગરીની બ્યુડા પેસ્ટ–બંને દેશનો રાજા એક જ હોય અને તે ઓસ્ટ્રિયાનો શહેનશાહ અને હંગેરીનો રાજા ગણાય પ્રત્યેક દેશની પાર્લામેંટ, પ્રધાનમંડળ અને રાજ્યવ્યવસ્થા સ્વતંત્ર રહે. આંતરિક વ્યવસ્થા બંને દેશો પોતાની મરજી મુજબ કરી શકે. એક દેશ બીજા દેશના કારભારમાં હાથ નાખી શકે નહિ.

પરદેશી વિષયો, લડાઇ અને આર્થિક પ્રશ્નોના ફેંસલા માટે પ્રત્યેક દેશની પાર્લમેંટમાંથી સાઠ સાઠ પસંદ કરેલા સભાસદોની એક સલાહકારક સભા બનાવવી. આ સભાની બેઠક અનુક્રમે એક વાર વિયેના તો એક વાર બ્યુડાપેસ્ટમાં રાખવી. આ સભા બહુમતે જે કંઇ ફેંસલો આપે તે પ્રમાણે બન્ને દેશોએ વર્તવું.

ઘણા વર્ષની સાધના સિદ્ધ થઇ. હંગેરી સંપૂર્ણ સ્વાધીન બન્યું. ગગનભેદી આનંદધ્વનિ ઊઠવા લાગ્યા. હંગેરીવાસીઓ આનંદ કોલાહલમાં

મસ્ત બન્યા. સર્વત્ર ખુશાલીભરી આબોહવા છવાઈ રહી. દશે દિશા-માંથી સુખોની વૃષ્ટિ થવા લાગી. હંગેરીવાસી મુક્ત વિહંગની માફક સૌભાગ્યસોપાન પર આરોહણ કરવા લાગ્યા.

ડિકે હંગેરીની સ્વતંત્રતાને જીવનનું મહાવ્રત માન્યું હતું. દારૂણ અત્યાચાર વેઠ્યા છતાં તે એ વ્રતથી ચલિત થયો નહોતો. સ્વાધીનતા યજ્ઞનો અગ્નિ નિર્વાણોન્મુખ થવા આવતો કે તરત તે યજ્ઞમાં હવિ અને સમિધ અર્પી એ યજ્ઞને પ્રજ્વલિત રાખતો. એ દેશનો માનીતો પુત્ર આ આનંદોત્સવથી વિરક્ત જ રહ્યો. તે સંન્યાસીની પેઠે આત્મ-સ્થ જ રહ્યો.

કૃતજ્ઞ હંગેરીવાસીઓએ દેશભક્ત ડિકને દેશમાંનું સર્વોચ્ચ પદ આપવાની અભિલાષા દર્શાવી, પરંતુ ડિકે તે સ્વીકાર્યું નહિ. સમ્રાટ અને સમ્રાજ્ઞીએ તેને નાના પ્રકારના ખિતાબોથી નવાજવા ધાર્યો પણ તે બાબતમાં પણ તેણે ધસીને ના પાડી. દેશવાસીઓએ તેને પાર્લા-મેન્ટનો પ્રમુખ બનાવવા ધાર્યો પણ ડિકે એ માગણી આદરમાન સાથે નાકબૂલ કરી.

દેશની સ્વાધીનતા એ જ જેની કામ્ય વસ્તુ છે તેને વ્યક્તિગત માન-સન્માન કે ઐશ્વર્યની વાસના હોતી નથી. દેશસેવા કરવામાં જે આનંદ મળે તે જ તેનો સર્વશ્રેષ્ઠ પુરસ્કાર છે. ડિક અતિ ઊંચા પ્રકા-રનો દેશભક્ત હતો. તેથી તે દેશના ભલા માટેના પોતાના કાર્યનો બદલો લેવા તૈયાર થયો નહિ.

છતાં દેશવાસીઓના અપાર આગ્રહને વશ થઈ ડિક પાર્લમેન્ટના એક સભાસદ તરીકે ચાલુ રહ્યો.

ઈ. સ. ૧૮૭૬માં ડિક મૃત્યુ પામ્યો. હંગેરીના આકાશમાંથી ધ્રુવતારો ખસી પડ્યો. હંગેરીમાંનું દરેક મનુષ્ય તેના મૃત્યુથી દિલગીર થયું. હંગેરીની મહારાણીએ પોતાના આંસુ વડે ડિકની સમાધિ પલાળી દીધી. હંગેરીવાસી કૃતજ્ઞ હૃદયે આજ પણ ડિકને સંભાળે છે. ડિક મૂઓ છતાં અમર છે. कीर्तिर्यस्य स जीवति ।

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની દક્ષિણે આવેલા મેક્સિકોના અખાતમાં ક્યુબા બેટ આવેલો છે. વેસ્ટ ઇંડિઝના ચાર મોટા બેટોમાંનો તે એક છે. ક્યુબાનો ભૂતકાળનો ઇતિહાસ વિસ્મૃતિના આવરણથી ઢંકાએલો છે. આટલાંટિક મહાસાગરના ખોળામાં લાલનપાલન પામેલો આ બેટ પોતાની સ્વાભાવિક શોભાથી લાવણ્યમય લાગે છે. ક્યુબાનાં લીલાંછમ ઝાડો, હરિયાળાં ખેતરો દર્શકવૃંદને વર્ષોથી મુગ્ધ કરતાં આવ્યાં છે.

ઇ. સ. ૧૪૯૨માં હિંદના કિનારાને શોધવા જતાં કોલંબસે દૈવયોગે અમેરિકા શોધી કાઢયો. આ સમયે તેણે ક્યુબા બેટ વિષે પણ સુધરેલી દુનિયાને પહેલી ઓળખાણ આપી. કોલંબસે અમેરિકા જતાં ક્યુબામાં પ્રથમ વિશ્રાંતિ લીધી હતી. ક્યુબાની ચિત્તને ખુશ કરે તેવી દશ્યાવલિ જોઇ, એ નાવિકરાજ બહુ મુગ્ધ બની ગયો હતો અને એ દ્વીપ પર પોતાનાં પનોતાં પગલાં મૂકી અતૃપ્ત નયને પ્રકૃતિની એકાંત કુંજમાં છુપાઇ રહેલું આ દ્વીપનું સૌંદર્ય જોઇ તેણે પોતાની આંખોને તૃપ્ત કરી હતી. ઇ. સ. ૧૫૦૨માં તે બીજી વાર અમેરિકા જતાં ક્યુબામાં ઊતર્યો હતો. આ વખતે તેનો પુત્ર ડિયાગો વેલાઝક્વેઝ પણ તેની સાથે આ દ્વીપપર આવ્યો હતો. ડિયાગોએ આ દ્વીપ પર ડગલું મૂક્યું કે તરત એના સત્યાનાશની શરુઆત થઈ. ડિયાગોને ઇચ્છા થઇ કે આ દ્વીપને સ્પેનનું સંસ્થાન બનાવવું અને ધીમે ધીમે આખા દ્વીપને સ્પેનના તાબામાં લાવી મૂકવો. આ ઇચ્છા એવી બલવત્તર

નીવડી કે તેણે બારાકોઆમાં સૌ પહેલું સંસ્થાન સ્થાપ્યું અને ઈ. સ. ૧૫૧૪માં ટ્રિનિડાડમાં બીજું સંસ્થાન વસાવવાની શરૂઆત થઈ. ડિયાગોનું નામ સર્વત્ર પ્રખ્યાત થઈ ગયું. ક્યુબામાં રત્નમાણેકનો પાર નથી એવી અફવા બહાર ફેલાતાં અનેક લાલચુ મનુષ્યો ત્યાં વસવા આવવા લાગ્યા.

ઈ. સ. ૧૫૧૫માં ક્યુબાની હાલની રાજધાની હાવાના સ્થાપવામાં આવ્યું. ત્યારથી તે આજ સુધી એ શહેરની દિન પ્રતિ દિન ચઢતી થતી આવી છે. પરદેશી જાતિઓ હાવાનાની શોભા જોઈ અતિશય લાલચમાં પડી, સૌ પહેલાં ફ્રેંચોની લોભી નજર હાવાનાના સૌંદર્ય પર પડી. ઈ. સ. ૧૫૨૮માં ફ્રેંચ ચાંચિયાઓએ તેના પર હલ્લો કર્યો, અને શહેરને શળગાવી ભસ્મરાશિ બાકી રાખી ચાલ્યા ગયા. ડિસોટો નામના માણસે ફરીથી શહેર વસાવ્યું અને તેની આજુબાજુ મજબૂત દિવાલ બંધાવી. ઈ. સ. ૧૫૫૪માં બીજી વાર ફ્રેંચોએ એ શહેરને બરબાદ બનાવી મૂક્યું. ભવિષ્યમાં વિદેશી શત્રુઓના હુમલાથી શહેરને બચાવવા માટે સ્પેનના સમ્રાટની ઇચ્છા મુજબ આ વખતે હાવાનાની ચોમેર મજબૂત કિલ્લો રચવામાં આવ્યો. કોટને વધારે મજબૂત બનાવવામાં આવ્યો. ઈ. સ. ૧૬૬૫માં આ કામ સંપૂર્ણ કરવામાં આવ્યું. ત્યાર પછી ઘણાં વર્ષો સુધી ક્યુબા બીજી જાતિઓના ઉત્પાતમાંથી બચ્યું અને શાંતિની વિમળ છાયામાં તેનાં ધનૈશ્વર્ય દિન પ્રતિ દિન વધવા લાગ્યાં.

પરંતુ સતત શાંતિ કયા દેશના ભાગ્યમાં લખી હોય છે! ક્યુબાનું સુખશાંતિમય જીવન પણ ધીરે ધીરે પૂર્ણ થવા લાગ્યું. ઈ. સ. ૧૭૬૨માં જ્યોર્જ પોક અને લોર્ડ એલ્બી માર્લેની સરદારી નીચે અંગ્રેજી લશ્કરે હાવાના પર હલ્લો કર્યો અને અનેક માણસોનાં બલિદાન આપ્યા બાદ શહેર કબજે કર્યું. તે જ સાલની ૬ઠી જૂનથી

માંડીને ૧૪મી ઑગસ્ટ સુધી હાવાનામાં લૂંટફાટ ને ખૂનરેજી અબાધિત-પણે ચાલી રહી, પરિણામે લગભગ ૭,૩૬,૧૮૫ પાઉંડની કીંમતની વસ્તુઓ લૂંટાઇ ગઇ. લગભગ દસ માસ સુધી ક્યુબા અંગ્રેજોના કબજામાં રહ્યો. ત્યારબાદ પેરિસની સંધિ મુજબ ફ્લોરિડાના બદલામાં હાવાના સ્પેનના હાથમાં પાછું સોંપવામાં આવ્યું. ત્યારથી સ્પેનની પતાકા ક્યુબા બેટ ઉપર ફરકાવવામાં આવી.

સ્પેનનો નીમેલો એક અમલદાર પુરતાં લશ્કર સાથે ક્યુબામાં આવી રાજતંત્ર ચલાવવા લાગ્યો. ઇ. સ. ૧૭૯૦માં લાસ કાસાસ નામનો માણસ ક્યુબાનો મુખ્ય વ્યવસ્થાપક નીમાયો. એ સમયે ક્યુબામાં ગુલામોનો વેપાર ધમધોકાર ચાલતો હતો. આફ્રિકાથી સીધીઓને પકડી લાવી ગુલામ તરીકે ક્યુબામાં અને બીજા સ્થળોમાં વેચવામાં આવતા હતા. પછીથી ગુલામીનો વેપાર બંધ પાડવા માટે બ્રિટન અને સ્પેન વચ્ચે એવું નક્કી થયું કે ઇ.સ. ૧૮૨૦ પછી આ પ્રથા બંધ પાડવી. પરંતુ આ ધંધો તો છૂપી રીતે તો ચાલુ જ રહ્યો.

ઇ.સ. ૧૮૦૨માં હાવાનાની જેતુમારિયા નામનો વિભાગ દૈવયોગે બળી ભસ્મ થઇ ગયો. લગભગ ૧૧,૪૦૦ માણસો ઘરબાર વિનાનાં થઇ પડ્યાં. ક્યુબાના લોકોએ ધાર્યું કે આ ભગવાનનો કોપ થયો છે. ક્યુબાને માટે પરદેશી સત્તા ભગવાનને રૂચતી નથી. આથી આ અશુભ બનાવ પછી રાષ્ટ્રીય હિતની ચર્ચાની પ્રથમ શરૂઆત થઇ. ક્યુબાના જુદા જુદા વિભાગોમાં અશાંતિ જણાવા લાગી, અને થોડા દિવસોમાં તો સર્વત્ર ભયંકર બંડ ફેલાઇ ગયું.

એ સમયે યુરોપની બધી જાતિઓનાં હૃદયોને ધડકાવતો નેપોલિયન બોનાપાર્ટ ફ્રાંસમાં નવા યુગની સ્થાપના કરતો હતો. ઇ.સ. ૧૮૦૮માં નેપોલિયને અતિ કુશળતાથી સ્પેનના રાજા ચાર્લ્સ પાંચમાને પદભ્રષ્ટ કરી

પોતાના ભાઇ જોસફને સ્પેનના રાજસિંહાસન પર બેસાડયો. સ્પેનના લોકો નેપોલિયનના આ આચરણથી બહુ જ ગુસ્સે થયા અને જૂના રાજવંશને ગાદી પર લાવવા માટે જીવનમરણની રમત રમવા લાગ્યા. સ્પેન આ લડાઇમાં પાણીની માફક પૈસા વેરવા લાગ્યું અને ક્યુબાના લોકોને આ લડાઇ પેટે પુષ્કળ પૈસા પૂરા પાડવાની ફરજ પાડવામાં આવી. આ વખતથી ક્યુબાની સર્વોચ્ચ સત્તા લશ્કરી સેનાપતિના હાથમાં સોંપવામાં આવી. ગેરકાયદેસર જુલમોનું અવસ્યંભાવી ફળ તે ક્યુબા-વાસીનાં કાવતરાં નીવડ્યાં.

ખુલ્લી રીતે તો ક્યુબાના વતનીઓ સ્પેનની સરકારને પહોંચી વળે તેમ નહોતું. અત્યાચારના નિવારણ માટે તે લગભગ અસમર્થ નીવડ્યા હતા. હવે તેઓએ છુપી સમિતિઓ નીમી આ જુલમોનું નિવારણ કરવાનો દઢ સંકલ્પ કર્યો. ઇ.સ. ૧૮૨૯નું "બ્લેક ઇગલ"નું કાવતરું; ઇ.સ. ૧૮૪૪નું કાળી જાતિનું બંડ; ઇ.સ. ૧૮૪૯, ૧૮૫૦, ૧૮૫૧નાં નારસિસો લોપેઝનાં કાવતરાં અને ઇ.સ. ૧૮૫૫નું કાવતરું. આ બધાં વિદેશી સત્તાથી ઉકળી ઊઠેલા ક્યુબાવાસીઓના સ્વદેશને સ્વતંત્ર બનાવવાના વધતા જતા નિશ્ચયની ઉત્ક્રાંતિરૂપ હતાં.

ઇ. સ. ૧૮૪૮માં સ્પેનથી એક લશ્કરી કમિશન ક્યુબામાં મોકલવામાં આવ્યું; આ કમિશનના અમાનુષી અત્યાચારોથી તો કયુબા હેરાન હેરાન થઇ ગયું. સ્પેનની વિરુદ્ધનાં કાવતરામાં સંડોવાએલાના શક પરથી લગભગ ત્રણ હજાર કયુબાવાસીઓને પકડવામાં આવ્યા અને તેઓના પર ભીષણ જૂલમોની ઝડી વરસાવ્યા બાદ તેમાંના ઘણાખરાને કારાગારમાં મોકલવામાં આવ્યા; કેટલાકને ફાંસીએ લટકાવવામાં આવ્યા અને બાકીનાને કયુબામાંથી દેશનિકાલ કરવામાં આવ્યાં.

ઇ. સ. ૧૮૫૨માં લોવેઝે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાંથી ત્રણસો માણસોનું લશ્કર લઇ ક્યુબા પર હલ્લો કર્યો. પરંતુ તે હાર્યો અને જે કોઇ પકડાયા તેને ગોળીએ મારવામાં આવ્યા. જેઓ શરણ થયા તેની પણ એ જ દશા થઇ.

આમ ઉપરાઉપર અશાંતિનાં વાવાઝોડાં ફૂંકાવા લાગ્યાં તેથી દેશવાસીઓ હેરાન થઇ ગયા. સ્પેનના જુલમોથી ક્યુબા વાસીઓની દુર્દશા થએલી જોઇ સંયુક્ત સંસ્થાનોના ઉદાર પ્રેસિડેન્ટ મિ. પોકે ઇ. સ. ૧૮૪૮માં દસ કરોડ ડોલરની કિંમત આપી ક્યુબા ખરીદી લેવાની દરખાસ્ત મૂકી. પરંતુ સ્પેને આ દરખાસ્ત સ્વીકારી નહિ અને ક્યુબાવાસીઓને હેરાન કરવાનું પણ છોડયું નહિ. પરિણામે ઇ. સ. ૧૮૬૮થી ઇ. સ. ૧૮૭૮ સુધી દશ વર્ષનું યુદ્ધ જામ્યું. આ યુદ્ધમાં સ્પેનિશ સરકારનો એક જ ઉદ્દેશ હતો કે ક્યુબાને ખેદાનમેદાન કરી નાખવું. બળવાખોરોને દાબી દેવા માટે સ્પેને ૨,૫૭,૦૦૦ માણસોનું લશ્કર ક્યુબા મોકલ્યું. સરકારી વિવરણ પરથી જણાય છે કે એ લશ્કરમાંનાં ૨,૦૮,૦૦૦ માણસો માર્યાં ગયાં. ત્યારે ક્યુબાનાં સ્ત્રીપુરુષ તથા બાલબચ્ચાં મળી ૪૦,૦૦૦ માણસો હતાં ન હતાં થઇ ગયાં. આ લડાઇનું ખર્ચ અને નુકસાનીનો આંકડો લગભગ ૩૦ કરોડ ડોલરે પહોંચ્યો હતો.

આ દરમિયાન એક તરફથી જુલમ અને બીજી તરફથી બળવો એમ બંને બાજુમાં સપડાએલી પ્રજા આખા દેશમાં હાહાકાર કરી ઉઠી. છેવટે ક્યુબામાં શાંતિ સ્થાપવા માટે સ્પેનની સરકારે માર્ટિનેઝ કેમ્પોઝને ક્યુબા મોકલ્યો. કેમ્પોઝે ક્યુબા જઇ બળવાના આગેવાનોની કોન્ફરન્સ ભરી. ત્યાર પછી મન્જન નામના સ્થળે તેણે એક સંધિપત્ર પર સહી કરી કે [૧] બળવાખોરોને ક્ષમા આપવામાં આવશે. [૨] બળવાખોર પક્ષના ગુલામોને મુક્ત કરવામાં આવશે અને ગુલામી પ્રથા

હવેથી રદ કરવામાં આવશે. [૩] સ્પેનવાસીઓ જેવા જ ક્યુબાવાસીઓને સમાન અધિકાર આપવામાં આવશે.

આંતરિક સ્વતંત્રતા કબૂલ કરવામાં આવી છતાં છળ, બળ ને કૌશલ દ્વારા સ્પેનની ચક્રવર્તી સત્તા તો અટૂટ રહી અને ઉપલી શરતો મુજબ કોઇ પણ જાતનું કાર્ય કરવામાં આવ્યું નહિ. ઉલ્ટું ક્યુબાના ઘણાંખરા વતનીઓ પર તો જુલમોની ઝડી વરસવા લાગી. લડાઇનું બધું ખર્ચ ક્યુબાવાસીઓને માથે લાદવામાં આવ્યું; પરંતુ બીજા દેશો સાથે વ્યાપાર ચલાવી ક્યુબાની આવકના રસ્તા નાના પ્રકારની યુક્તિઓ દ્વારા બંધ કરવામાં આવ્યા.

જ્ઞાન, વંશ અને ગૌરવમાં શ્રેષ્ઠ હોવા છતાં સરકાર પાસે ક્યુબાવાસી કંઇ વિસાતમાં નહોતા; કેળવાએલા દેશીઓની ઉપેક્ષા કરી, અશિક્ષિત ને દાંભિક સ્પેનિયર્ડોને ઊંચી ઊંચી પદવીઓ આપવામાં આવતી હતી. એટલું ખરું કે દેશી ખુશામતખોરો આવી મોટી પદવીઓ ઝડપી જતા હતા ખરા, પરંતુ તેઓનો જુલમ તો વળી સ્પેનિયર્ડો કરતાં પણ ચઢિયાતો નીવડતો. ઇ. સ. ૧૮૮૬માં કેટલાક વિદ્યાર્થીઓએ એક સ્પેનિશ અમલદારની કબર પર તેની નિંદાકારક કવિતાની લીટીઓ લખી; આના પરિણામે કેવળ સંદેહ ઉપરથી પણ બાળકોને દેહાંત દંડની સજા કરવામાં આવી. એ ત્રણે બાળકોને ગોળીઓથી વીંધી નાખવામાં આવ્યાં. આવા સામાન્ય ગુનાની આવી ભયંકર સજા થતી જોઇ ક્યુબાવાસીઓ અમલદારો પર અત્યંત ગુસ્સે થયા અને તેઓનો પરદેશીઓ પ્રત્યેનો દ્વેષ ભડ ભડ કરતો સળગી ઊઠ્યો.

ક્યુબા ખાંડના વ્યાપાર દ્વારા પુષ્કળ પૈસો પેદા કરતું હતું. પરંતુ ઇ. સ. ૧૮૮૩માં એ વેપાર એકાએક નષ્ટ થયો અને તે સાથે તેઓની કમાણી પણ બંધ થઇ. આખા દ્વીપમાં હાહાકાર ઊઠ્યો!

આવા દારુણ સમયમાં સ્પેને કંઇ મદદ તો કરી નહિ પણ ભારે કરોના ભારથી આખી પ્રજાને જર્જરિત કરી નાખી.

ફ્રેંચો સાથેની લડાઇમાં સ્પેન પર અતિશય દેવું વધી પડયું હતું. આ દેવું ભરવા માટે સ્પેને ક્યુબામાંથી પર,૪૦,૦૦૦ પાઉંડનું મહેસુલ ઉઘરાવવાનો ઠરાવ કર્યો. કહેવાની જરૂર નથી કે આ દેવાનો એક પૈસો પણ ક્યુબાના ઉપકાર માટે વપરાયો નહોતો. ક્યુબાવાસીને સંતોષવા માટે સ્પેનની સરકારે મોઢાનું વચન આપ્યું હતું, ખરું પણ તે વચન વ્યવહારમાં ઉતાર્યું નહોતું. વ્યવહારમાં તો ઉલટું જુલમી આચરણ નજરે પડતું હતું.

છેવટે જુલમોથી કંટાળી કયુબાવાસીઓ છેવટનાં પગલાં ભરવા તૈયાર થયા. એ દરમિયાન દેશભક્ત જોસી માર્ટિના તેજસ્વી ભાષણોથી કયુબાવાસીઓ ઉન્મત્ત બની ગયા હતા. તેનાં ભાષણો સાંભળી કયુબાવાસીઓના પ્રાણમાં ગાઢ દેશાનુરાગ જાગ્રત થવા લાગ્યો. પરદેશી અમલદાર વર્ગ અને તેની રાજ્યવ્યવસ્થા સામે તેઓને તીવ્ર ઘૃણા પેદા થઇ; અને તે સાથે તેઓ વિદેશી સત્તા ઉખેડી નાખવા માટે કટિબદ્ધ થઇ રહ્યા.

સ્પેનનો અમલ તોડી પાડવા માટે જોસી માર્ટિને કયુબામાં એક બળવાખોર દળ રચ્યું હતું; પરંતુ બળવો ફાટી નીકળે તે પહેલાં તેને પકડી ગોળીથી વીંધી નાખવામાં આવ્યો અને તે સાથે બળવાની બધી તૈયારી નકામી નીવડી.

ઇ. સ. ૧૮૯૫માં જેસસ શવિના નેતૃત્વ નીચે ચારસો માણસોએ દારા નામના સ્થળ આગળ સ્પેનિયર્ડો વિરુદ્ધ હથિયાર પકડયાં. બળવાની આ પહેલી શરુઆત હતી. આ બળવામાં મોટે ભાગે કાળા લોકો જોડાયા હોવાથી સરકારે સ્વાભાવિક રીતે જ આ બંડને

કાળાગોરા વચ્ચેની લડાઇ તરીકે માની લીધું. પણ પછીથી મામલો ગંભીર બનવા લાગ્યો. સ્પેનને હવે આ બાબતમાં તટસ્થ રહેવાની પોતાની ભૂલ સમજાઇ. તેણે માર્ટિનેજ કેમ્પેસની સરદારી નીચે ૩૦ હજારનું લશ્કર મોકલ્યું. રાજ્યવ્યવસ્થા બદલવામાં આવી હોત તો ક્યુબામાં સહેલાઇથી શાંતિ સ્થાપી શકાત, પણ કેમ્પેસને આ બાબતની જરા પણ સત્તા આપવામાં આવી નહોતી. આથી સખત દમનનીતિ આદરી બંડ શમાવી દેવા સિવાય કેમ્પેસને માટે બીજો આરો નહોતો.

ક્યુબાના આ બળવાને ત્રણ ભાગમાં વહેંચી શકાય. પહેલો પ્રયત્ન કર્યો માર્ટિનેજ કેમ્પેસે, તે નિષ્ફળ ગયો. બળવો સમાવવાનો બીજો પ્રયત્ન કર્યો જુલમી વેઇલરે; તે પણ કેમ્પેસની માફક નિષ્ફળ ગયો; ત્રીજો પ્રયત્ન બ્લાંકોએ કર્યો, પણ એ પ્રયત્નમાં શાંતિની છાંટ સ્થળે સ્થળે જણાઇ આવતી હતી.

કેમ્પેસ અતિશય ભલો માણસ હતો. તે કોઇ પણ જાતનો ગેરવાજબી માર્ગ લઇ યુદ્ધ ચલાવવા ઇચ્છતો નહોતો. તેની સામે મેકિસમો ગોમેઝ અને એન્ટોનિઓ મેસિઓ બળવાખોરોના ચતુર સેનાપતિઓ હતા. તેઓ સામું યુદ્ધ કરવાને બદલે ગોહિલા યુદ્ધ ચલાવતા હતા. તેઓ સંપૂર્ણ રીતે જાણતા હતા કે શત્રુઓની સામે ક્યારે લડવું અને અચાનક છુપો હુમલો ક્યારે કરવો. શિવાજીની યુદ્ધપદ્ધતિમાં તેઓ કાબેલ હતા. તે ઉપરાંત ક્યુબાના એકેએક ખેડૂતની તેને મદદ હોવાથી તેની શક્તિ અતિશય વધી પડી હતી. શત્રુસૈન્યની બાતમી ખેડૂતો તેને પહોંચાડતા અને છુપી રીતે સરસામગ્રી પણ આપતા. એન્ટોનિઓ પોતાના જીવન પ્રત્યે જરા પણ પરવા ન રાખતાં જ્યારે જ્યારે તક મળતી ત્યારે શત્રુસૈન્ય પર તૂટી પડતો. આનું પરિણામ એ આવ્યું કે એક ખંડયુદ્ધમાં તે ઘવાયો અને માર્યો ગયો.

ગોમેજ પહેલાં સ્પેનના લશ્કરમાં હતો. તેથી તે લડાયક કળામાં હોંશિયાર હતો, એન્ટોનિઓ પછી તેણે બળવાખોરોની આગેવાની લીધી. પરંતુ સમગ્ર ક્યુબાવાસીમાં ઉશ્કેરણીનો પ્રવાહ ફેલાઇ રહ્યો હોવા છતાં ગોમેજના તાબામાં દશ હજારથી વધારે લશ્કર નહોતું. બીજી બાજુએ સ્પેનના લશ્કરની સંખ્યા ૧,૦૦,૦૦૦ની હતી. એક લાખના લશ્કર સાથે દશ હજારનું લશ્કર લડે એ એક રીતે જોતાં અસંભવિત લાગે તેમ છે છતાં ક્યુબામાં આ બધું સંભવિત બન્યું હતું. કારણ કે સ્પેનનું નવું સૈન્ય ક્યુબાના રસ્તાઓથી અજાણ્યું હતું. વળી એ લશ્કરને ખોરાકીની પણ ભારે અડચણ પડતી હતી. તેમાં વળી ચેપી રોગ એટલો ફેલાયો હતો કે લશ્કર હેરાન હેરાન થઇ ગયું હતું. ગોમેજને આમાંની એકેય અડચણ નહોતી.

ન્યુયોર્કમાં વસતા ક્યુબાવાસીઓએ "જન્હો" નામક એક સભા સ્થાપી ક્યુબાને માટે પૈસા અને હથિયારો એકત્ર કરી ત્યાં મોકલવાની તૈયારીઓ ધમધોકાર ચાલુ રાખી હતી.

ઇ. સ. ૧૮૮૬માં બળવાખોર સૈનિકોએ હાવાનાની પાસેના સ્થળ પર હલ્લો કર્યો. કેમ્પેસે તેઓને અટકાવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તેને નિષ્ફળતા મળી. આથી તેને બળવો દબાવવા માટે નાલાયક ગણી સ્પેનના રાજાએ પાછો બોલાવી લીધો.

ઇ. સ. ૧૮૯૬માં કેમ્પેસને બદલે બળવો સમાવવા માટે પુરેપૂરી સત્તા આપી જનરલ વેઇલરને સ્પેનિશ સરકારે ક્યુબા મોકલ્યો. વેઇલરના તાબામાં બે લાખ ત્રીશ હજારનું લશ્કર મૂકવામાં આવ્યું હતું.

ક્યુબામાં પગ મૂકતાં જ વેઇલરને માલમ પડ્યું કે ક્યુબાના ખેડૂતો બળવાખોરોને અન્ન પૂરું પાડે છે. સ્પેનિશ લશ્કરની બાતમી આપે છે અને બહારથી ખરીદી લાવી અગર ચોરી લાવી હથિયારો પણ પૂરાં પાડે છે. દારૂગોળો પૂરો પાડનાર પણ તે જ લોકો છે. વેઇલર સમજી

ગયો કે બળવો બંધ પાડવો હોય તો બળવાખોરોને મળતી આ અનુકૂળતા બંધ પાડવી જોઇએ. આ સંકલ્પ પાર પાડવા માટે તેણે એક અજબ યુક્તિ કરી. અમુક ગામડાના અમુક ભાગને તેણે ઘેરો ઘાલ્યો. એ ઘેરામાં જુદા જુદા પ્રદેશમાંથી નિર્દોષ સ્ત્રીપુરુષોને જોર જબરીથી પકડી લાવી પૂરવામાં આવ્યાં. લગભગ ત્રણ લાખ સ્ત્રી, પુરુષો અને છોકરાં આ પ્રમાણે બંદીવાન દશામાં આવી પડ્યાં. કોઇ પણ બળવાખોરને ગામડિયાઓ મદદ આપી ન શકે તે માટે આવી વ્યવસ્થા કરવામાં આવી હતી.

કુટુંબીજનોની આવી ખરાબ સ્થિતિ નિહાળી બળવાખોરોને શરણ થવાની જરૂર પડી. આ ઘેરેલી જગામાં કેવા જુલમો થતા હતા, કેવાં સત્યાનાશો વળતાં હતાં તે કલ્પનામાં પણ આવી શકે તેમ નથી. એ ચક્રાવામાં સપડાએલી કેટલીય સતીઓએ પોતાનું સતીત્વ ગુમાવ્યું, કેટલાય સ્વમાનીઓએ માન ગુમાવ્યું, કેટલીય સ્ત્રીઓ હમેશને માટે અનાથ બની, કેટલાય માણસો ચેપી રોગોથી મરણ પામ્યા, કેટલાય લોકો અનાહારે મૃત્યુવશ થયા. આ બધાની ગણતરી કરીએ તો પાર આવે તેમ નથી. આ ભયંકર જુલમોની કથા યાદ કરતાં પાષાણ પણ ફાટી પડે તેમ છે. કોન્સોલેશિયન ડેલ્સાર નામના એક એવા ઘેરાએલા સ્થાનમાં ભયંકર જુલમોથી દશ હજાર કરતાં વધારે સ્ત્રીપુરુષો માર્યા ગયાં. વેઇલરને આથી પણ જંપ વળ્યો નહિ. તેણે લશ્કરને આજ્ઞા આપી કે “તમે જે રસ્તે થઇ પસાર થઓ, તે રસ્તાની બંને બાજુએ આવેલાં મકાનો બાળી ભસ્મ કરજો. ખેતરોમાં ઊભેલા પાકને બાળી નાખજો અને કોઇ પણ ક્યુબાવાસીને જુઓ તો ગોળીબારથી વીંધી નાખજો.” કેવો ભયંકર હુકમ ! આ નિર્દય હુકમ અમલમાં આવતાં વિલંબ થયો નહિ. ક્યુબાના આકાશમાં કેવળ રાત દહાડો હાહાકારના ધ્વનિ ઊઠવા લાગ્યા.

ઓગણીસમી સદીના ઉજ્વળ ઇતિહાસમાં ક્યુબાની આ અત્યાચાર કથાએ પાનેપાને કાળી શાહી રેડી છે. યુગયુગાન્તર વીતે છતાં આ કાળી શાહીના ડાઘ ભૂંસાય તેમ નથી. સ્પેનના કલંકની આ કથા ઇતિહાસના પાના પરથી લોપાય તેમ નથી.

જૂન માસમાં યુનાઇટેડ સ્ટેટ્સથી "કોમ્પિટિટર" નામનું એક વહાણ વેલરિયોના ઉત્તર બંદરમાં આવી પહોંચ્યું. વેલરના હુકમથી વહાણ પકડવામાં આવ્યું અને ઉતારૂઓને દેહાંતદંડની સજા કરવામાં આવી. તહોમત એ મૂકવામાં આવ્યું હતું કે એ વહાણ બળવાખોરોને માટે હથિયારો લઇ આવ્યું હતું. યુનાઇટેડ સ્ટેટ્સના લોકો આ સમાચાર સાંભળી બહુ ગુસ્સે થયા અને આનો તરત નિકાલ કરવાની માગણી કરવા લાગ્યા. આથી વેલરે બધી બાઇ ઉતારૂઓમાંના થોડાકને રાખી બાકીનાને છોડી મૂક્યા.

યુનાઇટેડ સ્ટેટ્સ સાથે સ્પેનને એક શરત હતી કે ક્યુબાનો કોઇ પણ રહેવાશી થોડો વખત યુનાઇટેડ સ્ટેટ્સમાં રહે તો તે ત્યાંનો વતની ગણાય. રિયુઅસ નામનો એક માણસ સ્પેનિશ લશ્કરના કબજામાં હતો. સ્પેન અને યુનાઇટેડ સ્ટેટ્સના કરાર મુજબ રિયુઅસ અમેરિકન ગણાતો હતો. ભોગજોગે કેદીની હાલતમાં જ એ માણસ મરણ પામ્યો. આથી સ્પેન સાથે યુનાઇટેડ સ્ટેટ્સનો સંબંધ વધારે બગડ્યો.

ઇ. સ. ૧૮૭૭ના ઓગસ્ટની ૮મી તારીખે સ્પેનના વડા પ્રધાન કેસ્ટીલોનું ખૂન કરવામાં આવ્યું. હવે વેલરથી ક્યુબામાં રહી શકાય તેવું રહ્યું નહિ. તેને સ્પેન પાછા ફરવાની ફરજ પડી. જનરલ બ્લાંકોને તેની જગ્યાએ મોકલવામાં આવ્યો.

બ્લાંકોએ ક્યુબામાં આવતાં જ કેદમાં સડતા ક્યુબાવાસીઓને છોડી મૂકયા. બંદીવાનો છૂટયા ખરા, પણ પણ તેમણે જવું ક્યાં? તેઓનાં ઘરબાર તો વેઇલરના હુકમથી નાશ પામ્યાં હતાં.

બ્લાંકોએ લડાઇ બંધ રાખી જાહેર કર્યું કે જેઓ શરણ થશે તેઓને અગર બીજા કોઇ પણ માણસને હવેથી શિક્ષા કરવામાં નહિ આવે. વેઇલરનો મરજી મુજબ ક્યુબાવાસીઓને મારી નાખવાનો હુકમ પણ તેણે રદ કર્યો. છેવટે ઇ. સ. ૧૮૯૮ની જાન્યુઆરીની પહેલી તારીખે સ્પેનના કેલડિનને નેતા બનાવી ક્યુબાને સાંસ્થાનિક સ્વરાજ આપવાનું જાહેર થયું. પરંતુ આથી સારાં પરિણામ આવ્યાં નહિ. ઉપરાઉપરી અનેક વચનભંગના દાખલા નિહાળી ક્યુબાવાસીઓ સ્પેન પ્રત્યે અવિશ્વાસ રાખતા થઈ ગયા હતા. બ્લાંકોના વચનોમાં કોઇને વિશ્વાસ જ બેઠો નહિ. ક્યુબાવાસી એમ જ માનવા લાગ્યા કે બ્લાંકો કેવળ છેતરપિંડીની જાળ વણી રહ્યો છે એટલું જ.

યુનાઇટેડ સ્ટેટ્સના ઉદાર માણસો સંકટમાં આવી પડેલા ક્યુબા વાસીઓ માટે તેમના ક્યુબામાં રહેતા પ્રતિનિધિ મારફત મદદ મોકલે એવી માગણી કરાવવા માટે બ્લાંકોએ પોતાના એક દૂતને ક્યુબાના આગેવાનો પાસે મોકલ્યો. ક્યુબાવાસીની ખરાબ અવસ્થા માટે સ્પેન પોતેજ જવાબદાર હતું. પરંતુ સ્પેન મદદ ન આપે એટલે ક્યુબાએ શું બીજા દેશ પાસે ભીખ માગવી? ક્યુબાવાસીઓ આ ભયંકર અપમાનથી અતિશય ગુસ્સે થયા. બ્લાંકોએ મોકલેલા દૂતને એક બળવાખોર સેનાધિપતિએ મારી નાખ્યો અને જ્યારે જાણવામાં આવ્યું કે ક્યુબાને મદદ કરવા માટે યુનાઇટેડ સ્ટેટ્સમાં અરજ કરવામાં આવી છે ત્યારે તેનો વિરોધ દર્શાવવા માટે હાવાનામાં ભયંકર બંડ ઊઠયું. આને લીવે અમેરીકાએ પોતાનો સ્વાર્થ જાળવવા માટે ઇ. સ. ૧૮૯૮ના જાન્યુઆરીની ૨૫મી તારીખે મેઇન નામનું લડાયક વહાણ હાવાના

મોકલ્યું. ૧૫મી ફેબ્રુઆરીએ એકાએક એ વહાણ ડૂબી ગયું અને તેમાનાં ૨૫૭ માણસો ડૂબી મુઆ. યુનાઇટેડ સ્ટેટ્સમાં આ સંબંધમાં એવું જાહેર થયું કે સ્પેને પોતે આ વહાણ ડૂબાડી દીધું છે. આ બનાવથી યુનાઇટેડ સ્ટેટ્સ સાથેનો સ્પેનનો સંબંધ અતિશય નાજુક બની ગયો. આ તરફ બ્લાંકોએ પણ પાછું યુદ્ધ શરૂ કરી દીધું.

આ વખતે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડેન્ટ તરીકે મેકકિન્લે નામનો ગૃહસ્થ હતો. ક્યુબાને સ્પેનના પંજામાંથી છોડાવવાનો તેણે ઠરાવ કર્યો. ઇ. સ. ૧૮૯૮માં તેણે કોંગ્રેસને બોલાવી. કોંગ્રેસે ઠરાવ કર્યો કે [૧] ક્યુબાના લોકો સંપૂર્ણ સ્વાધીનતા ભોગવશે. [૨] ક્યુબામાંથી સ્પેનને પોતાનું લશ્કર લઇ લેવું અને પોતાનો કારભાર બંધ પાડવો. [૩] આ ઠરાવ અમલમાં મૂકવા માટે ક્યુબાને સૈન્ય અને પૈસાની મદદ કરવી.

પ્રેસિડેન્ટની સહી સાથેની આ ઠરાવની નકલ સ્પેનની સરકારને મોકલવામાં આવી. પરંતુ સ્પેનની સરકારે તેનો સંતોષકારક જવાબ આપ્યો નહિ. શાંતિપૂર્વક કામ થાય તેમ ન હોવાથી છેવટે પ્રેસિડેન્ટે સ્પેન વિરુદ્ધ લડાઇની જાહેરાત કરી. અને તે સાથે ક્યુબા તરફ લશ્કર મોકલ્યું. સર્વત્ર યુદ્ધનિનાદ ગાજી ઊઠયા.

એ સમયે સ્પેનનો રાજા તેરમો આલ્ફાન્સો નાનો બાળક હતો. તેની મા મેરિઆ ક્રિશ્રિના તેના રક્ષક રૂપે રાજ્ય ચલાવતી હતી. આ વિપત્તિમાંથી બચવા માટે તેણે ઇંગ્લાંડનાં મહારાણી વિક્ટોરિઆની મદદ માગી. અને લડાઇ ન થાય તે માટે પોતાની લાગવગનો ઉપયોગ કરવા માટે તેણે મહારાણી પર આજીજી ભર્યો પત્ર લખ્યો. પરંતુ આનું પરિણામ કંઇ આવ્યું નહિ. લડાઇ શરૂ થઇ. ૧લી જુલાઇથી માંડીને લાગલાગટ ત્રણ દિવસ સુધી લડાઇ થઇ. સ્પેનનું લશ્કર સર્વત્ર નાશ પામવા લાગ્યું. સ્પેનનાં લશ્કરી વહાણોનો મોટો ભાગ નાશ પામ્યો. અને ત્રણ

દિવસની લડાઇને પરિણામે ૬૦૦નું લશ્કર કપાઇ ગયું અને બે હજારનું સૈન્ય કેદ પકડાયું. સાન્ટિયાગો યુનાઇટેડ સ્ટેટ્સના કબજામાં આવ્યું. આ સાન્ટિયાગોના પતન સાથે સ્પેનની પડતીનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં.

૨૬મી જુલાઇએ લડાઇ બંધ રાખવામાં આવી અને ફ્રેંચ એલચી શાંતિની શરતો લઇ હાજર થયો. ઇ.સ. ૧૮૯૮ના ડિસેમ્બર માસની દશમી તારીખે પેરિસની સંધિમાં સહીઓ કરવામાં આવી તેમાં નક્કી થયું કે [૧] ક્યુબામાંથી સ્પેને ચાલ્યા જવું. [૨] સ્પેનના તાબાનો પોર્ટોરિકો અને બીજા બેટો યુનાઇટેડ સ્ટેટ્સને સોંપવા. [૩] આ શરતો ન પળાય ત્યાંસુધી ક્યુબામાં યુનાઇટેડ સ્ટેટ્સનું લશ્કર થાણું નાખી રહે. મેઇનના નાશ માટેનાં કારણો તપાસવા માટે એક કમિટિ નીમાઇ અને એ કમિટિના સિદ્ધાંતોને બંને પક્ષે માન્ય રાખવા એવું પણ નક્કી થયું.

ઇ.સ. ૧૮૯૯ના જાન્યુઆરીની ૧લી તારીખે સંધિની શરતો અમલમાં મૂકવામાં આવી. ક્યુબા યુનાઇટેડ સ્ટેટ્સના કબજામાં આવ્યું. અને ત્યારથી તેની શ્રી અને શોભા દહાડે દહાડે વધતી ચાલી.

યુનાઇટેડ સ્ટેટસની મદદથી ક્યુબા ભાગ્યશાળી બન્યું એ વાત ખરી, પરન્તુ વેઇલરના સમયમાં રાષ્ટ્રીય દળે પણ ઓછું વીરત્વ દર્શાવ્યું નથી. સેનાપતિ એન્ટોનિઓ. મિસિઓ મરાયા પછી ક્યુબાના સૈનિકો જરા પણ દબાઇ ગયા નહોતા તેમ નિરુત્સાહી પણ બન્યા નહોતા. તેઓએ વેઇલર અને બ્લાંકોને તોબા તોબા પોકરાવી હતી. યુનાઇટેડ સ્ટેટ્સનો જય થયો. સ્પેનનું જુલમી તંત્ર ઉખડી ગયું. પરંતુ તે સાથે ક્યુબાના નેતાઓમાં એક મહા પ્રશ્ન પેદા થયો. તેઓને શક પડયો કે યુનાઇટેડ સ્ટેટ્સ પોતે ક્યુબા પચાવી પડશે તો ! આ શકનો ખુલાસો કરવા માટે

જનરલ ગાર્શિયાને ક્યુબાવાસીઓએ પોતાના પ્રતિનિધિ તરીકે વોશિંગ્ટન મોકલ્યો. તેના પ્રયત્નથી યુનાઇટેડ સ્ટેટસ સાથે ક્યુબાને સંધિ થઇ. પરંતુ ક્યુબા પહોંચ્યા પહેલાં ગાર્શિયાનું મરણ થયું. ક્યુબાવાસીઓ આ સમાચારથી બહુ દિલ્ગીર થયા. એક મનવારમાં એનું શબ ક્યુબામાં લાવવામાં આવ્યું.

મિ. રૂઝવેલ્ટ એ સમયે યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રેસિડેન્ડ હતો. તેણે ક્યુબાને પરિપૂર્ણ સ્વાધીનતા બક્ષી. પ્રેસિડેન્ટ મેક કિન્લેએ ક્યુબાને સ્પેનના જુલમોમાંથી છોડાવ્યું અને રૂઝવેલ્ટે તેને પૂર્ણ સ્વતંત્રતા આપી.

ઇ. સ. ૧૯૦૨ના મે માસની ૨૦મી તારીખે ૧૨ વાગ્યાને સુમારે અમેરિકાએ ક્યુબા વાસીઓને તેનો દેશ સ્વાધીન કર્યો અને તે જ સમયથી ત્યાં પ્રજાસત્તાક સત્તા સ્થપાઇ. લશ્કરી સત્તાવાળાઓનું સત્કારગૃહ ક્યુબા ત્યાંની પ્રજાને સોંપવા માટે શણગારવામાં આવ્યું હતું. એ સભાગૃહમાં યુનાઇટેડ સ્ટેટ્સના પ્રતિનિધિ, સેનાપતિઓ અને ક્યુબાના ખાસ માણસો આવી પહોંચ્યા હતા. સભાગૃહ બહાર ક્યુબાના અસંખ્ય વતનીઓ અને યુનાઇટેડ સ્ટેટ્સનું લશ્કર એકત્ર થઈ શોભી રહ્યાં હતાં. યોગ્ય સમયે સભાનું કામ શરૂ થયું. જ્યારે ક્યુબામાં પ્રજાસત્તાક સ્થાપવાનો હુકમ યુનાઇટેડ સ્ટેટસના પ્રતિનિધિએ વાંચ્યો ને સભાપતિ પાલમારે તેનો જવાબ આપ્યો ત્યારે કિલ્લામાંથી ૨૫ તોપોના અવાજ કરવામાં આવ્યા. સભાગૃહ આગળ ઉભેલા અમેરિકન ઘોડેસ્વાર સૈનિકોએ ક્યુબાના સૈનિકોને હથિયારો બક્ષીસ આપ્યાં. બેંડવાળાઓએ અમેરિકાનું રાષ્ટ્રગીત ગાતાં ગાતાં યુનાઇટેડ સ્ટેટ્સની રાષ્ટ્રીય પતાકા નીચી ઉતારી લીધી. ત્યારબાદ તરત જ ક્યુબાનો રાષ્ટ્રધ્વજ ચાઢવવામાં આવ્યો. તોપના એકવીશ અવાજો વડે આ રાષ્ટ્રધ્વજને માન આપવામાં

આવ્યું. ત્યાર બાદ અમેરિકન સૈન્ય ક્યુબાના રાષ્ટ્રધ્વજને નમન કરી પોતાને માટે તૈયાર રાખેલાં વહાણોમાં બેસી રવાના થયું.

કિનારાના રક્ષણ માટે અને બહારના શત્રુના હલ્લામાંથી ક્યુબા રક્ષણ ન કરી શકે ત્યાં સુધી પેસ્ટિયાગો, કિન્ફીગસ અને હાવાનામાં યુનાઇટેડ સ્ટેટ્સનું કેટલુંક લશ્કર રાખવામાં આવ્યું.

ક્યુબાની સાથે યુનાઇટેડ સ્ટેટસને જે શરતો થઇ હતી તેનો કંઈક ઉલ્લેખ કરવો એ આ સ્થળે આવશ્યક છે. [૧] ક્યુબાની સ્વાધીનતા ઓછી થાય અગર નષ્ટ થાય એવી કોઇ પણ શરત કોઈ પણ વિદેશી રાજ્ય સાથે ક્યુબા કરી શકે નહિ. [૨] ક્યુબા પોતાથી ભરી ન શકાય તેટલું દેવું કરી શકે નહિ. [૩] ક્યુબાની સ્વતંત્રતા કાયમ રાખવા માટે અને રાજવ્યવસ્થા સારી રીતે ચલાવવા માટે યુનાઇટેડ સ્ટેટ્સ ક્યુબામાં હસ્તક્ષેપ કરી શકે.

ટોમસ એસ્ટ્રાડ્રાપાલ્મા ક્યુબાનો પહેલો પ્રેસિડેન્ટ નીમાયો. ઇ. સ. ૧૮૬૦ થી–૭૮ સુધીના બળવા વખતે તે કેદ થયો હતો. તેને કેદી અવસ્થામાં સ્પેન મોકલવામાં આવ્યો હતો અને તેની બધી સંપત્તિ જપ્ત કરવામાં આવી હતી. તેના પર ફરિયાદ એ હતી કે તેણે એક મુચરકાનામાંમાં પ્રતિજ્ઞાપૂર્વક સહી કરવાની ના પાડી હતી. આ ગુન્હા સબબે ક્યુબાના અમલદારોએ તેને દૂર આવેલા સ્પેનમાં દેશનિકાલ કર્યો હતો. સ્પેનના કારાગારમાં સાધારણ કેદીની માફક તેને બેડીમાં રહેવું પડ્યું હતું, અને અપાર દુઃખ ભોગવવું પડ્યું હતું.

સ્વતંત્રતા મળ્યા બાદ ક્યુબા દિન પ્રતિ દિન ઉન્નતિને માર્ગે વળવા લાગ્યું. સ્પેનની સરકાર ક્યુબાવાસીઓને કેળવણી આપવાની બાબતમાં સદા ઉદાસી ન હતી. અત્યારે ક્યુબામાં કેળવાયેલા લોકોનો તોટો

નથી. સામાન્ય પ્રજાની સગવડ માટે રેલ્વે માર્ગ અને ટપાલનો બન્દોબસ્ત પણ કરવામાં આવ્યો છે. દેશના લોકો સબળ અને સ્વસ્થ બની દેશનું અને વિશ્વનું ભલું કરવાની તકનો ઉપયોગ કરી રહ્યા છે. સ્વાધીનતાની પ્રાપ્તિની સાથે સાથે ક્યુબાવાસીઓમાં મનુષ્યત્વનાં દ્વાર ઉઘડી ચૂકયાં છે.

પરાધીન જાતિને કેટલું દુઃખ હોય છે, વિદેશી સત્તાવાળાઓનું શાસન કેટલું પીડાદાયક હોય છે, તે વાત અમેરિકનોએ બરાબર અનુભવી હતી. અનુભવી વિના કોઇ બીજાની વેદના સારી રીતે સમજી શકતું નથી. એક વિદ્વાને ખરૂં કહ્યું છે કે 'હંમેશનો સુખી માણસ શું ભૂલથી પણ રાંકા માણસની દિલગીરીનો પાર પામી શકશે ? જેને વીંછી ન કરડ્યો હોય તે શું વિષની વેદના કદી સમજી શકવાનો છે?"

અમેરિકાવાસીઓએ બ્રિટનના તાબામાં રહી અધીનતા રૂપી વિષની વેદના બરાબર અનુભવી હતી. તેથી જ ક્યુબાવાસીઓ જયારે સ્પેનના જુલમો અને સ્વેચ્છાચારથી તરફડતા હતા ત્યારે તેઓના પ્રાણ સમવેદનાથી ફડફડી ઊઠ્યા હતા. અને તરત જ તેઓએ ક્યુબાને સ્વતંત્ર બનાવવાનો પ્રયત્ન આદર્યો હતો. ક્યુબાને માટે લશ્કર ને પૈસો મોકલવામાં પણ તેઓએ પાછું વાળી જોયું નહોતું. અમેરિકનો તમને ધન્ય છે ! પરાર્થે આત્મોત્સર્ગના મહિમાથી તમે સદા શોભાયમાન રહેશો. જ્યાં સુધી દુનિયા પર સૂર્યચંદ્ર ચક્રની માફક ભમતા ફરશે ત્યાં સુધી તમારૂં નામ વિશ્વવ્યાપી બની દુનિયાના પ્રજાસંઘના આશીર્વાદો ગ્રહણ કરશે. તમે જ ગુલામોને છૂટા કરી લાઇબીરિયામાં તેઓનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું છે. તમારો દેશ સ્વતંત્રતાનું ખરૂં લીલાક્ષેત્ર છે.

સૈકાના સૈકા સુધી જુલમ અને ત્રાસથી જર્જરિત બનેલી જાતિ પણ માથું ઊંચું કરી શકે, મનુષ્યત્વનો પરિચય કરાવી શકે, નષ્ટભ્રષ્ટ થઇ ગયેલી ખ્યાતિને ફરી પ્રગટાવી શકે, એ વાત વાચકો સમક્ષ રજૂ કરવા માટે બેલ્જીઅમની સ્વાતંત્ર્ય કથા પ્રગટ કરવામાં આવે છે.

બેલ્જીઅમનો પ્રાચીન ઇતિહાસ પરાધીનતાની કથાથી ભરપૂર છે. બેલ્જીઅમનો જન્મ જ જાણે પરાધીનતાની બેડી સાથે જ થયો છે અને પારકા ઘરમાં એ બંદીવાન દશામાં જ ઊછર્યું છે એમ તેનો ઇતિહાસ વાંચનારને જણાયા સિવાય રહેશે નહિ. પ્રાચીન કાળથી માંડીને ઓગણીસમી સદીના પ્રથમ ભાગ સુધીમાં આ દેશની સ્વતંત્રતા દુર્મૂલ્ય થઇ પડી હતી. રોમન સામ્રાજ્યની પૂર્ણ ચઢતીના વખતમાં આ દેશ ગોલ લોકોના કબજામાં હતો; ત્યારબાદ અનુક્રમે ફ્રાન્સ, ઓસ્ટ્રિયા, સ્પેન અને થોડો વખત હોલાંડના તાબામાં ગયો હતો. આ દેશનું આખું જીવન પરાધીનતામાં જ પસાર થયું છે એમ કહીએ તો ચાલે.

ઇ.સ. ૧૫૫૬થી ઇ.સ. ૧૬૩૩ સુધી સ્પેનિશ નેધર્લાંડ ઓસ્ટ્રિયન સામ્રાજ્યમાં ગણાતું હતું. ઇ.સ. ૧૫૧૮માં શહેનશાહ ફિલિપ બીજાની દીકરી ઇસાબેલા સાથે ઓસ્ટ્રિયન રાજકુમાર આલ્બર્ટનો વિવાહ થયો અને તેને પહેરામણીમાં બેલ્જીયમ મળ્યું. ત્યારથી તે સ્વતંત્રપણે એ દેશનો રાજવહીવટ ચલાવવા લાગ્યો. આલ્બર્ટના મરણ બાદ ઇ.સ. ૧૬૨૨માં બેલ્જીઅમ પાછું સ્પેન સાથે ભળ્યું. ત્યાર બાદ ઇ.સ.

૧૭૧૪ની યુટ્રેક્ટની સંધિ રૂપે બેલ્જીઅમે ઓસ્ટ્રિયાની આધીનતા કબૂલ કરી. ઇ.સ. ૧૭૯૦ના ફ્રેંચ વિપ્લવ વખતે ફ્રેંચ લશ્કરે નેધર્લાંડ કબજે કર્યું અને નેપોલિયનના અમલમાં તેનો ભાઇ લુઇ નેધર્લાંડનો રાજા થયો. ઇ.સ. ૧૮૧૪ની પેરિસની સંધિ મુજબ બેલ્જીયમ પાછું ઓસ્ટ્રિયાના પાશમાં બંધાયું. છેવટે ઇ.સ. ૧૮૧૫માં હોલાંડનો યુવરાજ પ્રિન્સ વિલિયમ ફ્રેડરિક નેધર્લાંડની ગાદી પર બેઠો ત્યારે તેણે બેલ્જીઅમને પોતાના રાજ્ય સાથે ભેળવી દીધું. ઇ.સ. ૧૮૧૫માં મળેલી વિયેનાની કોંગ્રેસે આ વાત કબૂલી ને બેલ્જીઅમ હોલાંડનું તાબેદાર રાજ્ય ગણાવા લાગ્યું. ત્યારથી હોલાંડનો લોખંડી પંજો દિન પ્રતિ દિન બેલ્જીઅમના કલેવરને ગુંગળાવવા લાગ્યો. એ સમય એવો હતો કે બેલ્જીઅમમાં સ્વાતંત્ર્યનો પવન કદી પણ ફૂંકાશે એવો કોઇને ખ્યાલ પણ હતો નહિ. ચિરકાળ તાબેદારીમાં જીવન ગુજારનાર ગુલામને સ્વાતંત્ર્યની ઇચ્છા થાય એ અસંભવિત ગણાતું હતું.

બેલ્જીઅમને પરાધીનતાનો અનુભવ ધાર્મિક ઝઘડાના રૂપમાં પ્રત્યક્ષ થવા લાગ્યો. બંને દેશ ખ્રિસ્તી ધર્મ પાળતા હતા એ વાત ખરી, પણ બંને વચ્ચે પુષ્કળ ભેદ હતો. બેલ્જીઅમ રોમન કેથોલિક પંથ પાળતું હતું ત્યારે હોલાંડ પ્રોટેસ્ટંટ પંથી હતું. તે વખતે યુરોપમાં સર્વત્ર આ બે પંથો વચ્ચે ઝઘડા ચાલ્યા કરતા હતા. બેલ્જીઅમના પાદરીઓ પ્રોટેસ્ટંટ રાજાના તાબામાં રહેવા નાખુશ હતા. આ તરફ હોલાંડનો રાજા પણ પોતાના મત મુજબ વર્તવાની બેલ્જીઅમના પાદરીઓને ફરજ પાડતો હતો. પરિણામ એ આવ્યું કે બેલ્જીઅમમાં ધાર્મિક અત્યાચારો શરૂ થઇ ચૂકયા.

આ તરફ યુરોપના બીજા દેશોમાં રહેતા કેથોલિક ધર્માવલંબી લોકો બેલ્જીઅમ પર હોલાંડ જે ત્રાસ વર્તાવતું હતું તે તરફ વિરોધ દર્શાવવા લાગ્યા. વર્તમાનપત્રોમાં હોલાંડના રાજાના આચરણનો સખત

વિરોધ થવા લાગ્યો. પરિણામ એ આવ્યું કે બેલ્જીઅમમાં ભારે ઉશ્કેરણી ફેલાઇ ગઇ. ઠેર ઠેર દાવાનળ સળગવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં.

બેલ્જીયમ સાથે હોલાંડવાસીઓને બીજી બાબતમાં પણ વિરોધ પડયો હતો. ધર્મ કરતાં પણ આ વિરોધ વધારે ઊંડો હતો. બેલ્જીઅમના લોકો ખેડૂતો હતા ત્યારે હોલાંડના વલંદા વેપારી હતા. વલંદાઓ રાજકર્તા કોમ હોવાથી વેપારમાં બેલ્જીઅમ કરતાં વધારે સગવડો ભોગવતા હતા. આથી બેલ્જીઅમને સખત આઘાત લાગે એ સ્વાભાવિક હતું. તેમાં પણ બેલ્જીઅમના લોકોનો વેપાર બંધ પાડવા માટે વલંદાઓએ નદીનાં મુખ બંધ કરી દીધાં ત્યારે તો બેલ્જીઅમના દુઃખનો પાર રહ્યો નહિ. બેલ્જીઅમના લોકોનો વેપારવણજ ગુંગળાવા લાગ્યો.

આ સિવાય એક બીજી બાબતમાં પણ વલંદાઓ સાથે બેલ્જીઅમને વિરોધ જાગ્યો હતો. બેલ્જીઅમના લોકોને ફ્રેંચ ભાષા માતૃભાષા જેટલી જ પ્રિય હતી. ફ્રેંચ ભાષા પ્રતિ તેમનો મોહ અપાર હતો. હોલાંડના રાજાએ પોતાની ભાષા બેલ્જીઅમમાં રાજભાષા તરીકે ચલાવવાનો પ્રયત્ન કર્યો. આથી બેલ્જીઅમના લોકો બહુ ગુસ્સે થતા.

આ સિવાય બેલ્જીઅમને વિરોધનું એક બીજું કારણ પણ હતું. વલંદાના અને બેલ્જીઅમના લોકોના અધિકારો સંબંધમાં ભારે મતભેદ જામ્યો હતો. વિદ્યા, બુદ્ધિમાં સમાન હોવા છતાં રાજાની જાતિ પ્રજાની જાતિને તિરસ્કારથી જોતી રહે છે. જેટલી જેટલી ઊંચી પદવી હોય છે તે રાજકર્તા કોમના લોકોથી જ પૂર્ણ કરવામાં આવે છે. કેવળ હલકી નોકરીઓ જ તાબેદાર પ્રજાના ભાગ્યમાં નોંધાય છે. આ સનાતન નીતિ બેલ્જીઅમમાં ફેરવાય તેમ નહોતું. આથી જ્ઞાન અને અનુભવમાં બેલ્જીઅમના લોકો કરતાં હલકા હોવા છતાં વલંદાઓ ઉંચી પદવીએ,

નીમાવા લાગ્યાં. આ ખાતર બેલ્જીઅમના લોકોના મનમાં અપાર વસવસો થવા લાગ્યો.

ઇ. સ. ૧૮૩૦માં કયા વિભાગમાં કેટલા વલંદા અને કેટલા બેલ્જીઅન લોકો છે તે બાબતની સૂચિ પ્રગટ થઇ હતી. તે પરથી જણાયું કે આંતરિક રાજવહીવટ ચલાવવા માટે જે મુખ્ય અમલદારો નીમવામાં આવ્યા હતા તેમાં ૧૧૭ વલંદા અને ૧૧ બેલ્જીઅન હતાં; લશ્કરી અમલદારોમાં ઊંચા દરજ્જાની પદવીએ ૧૦૨ વલંદા અને ફક્ત ૩ બેલ્જીઅન હતા. લશ્કરી અમલદારોમાં ૯૯૬૭ વલંદા અને ૨૮૮ બેલ્જીઅન હતા. આવા ભેદભાવને લીધે બેલ્જીઅનોમાં ભારે અસંતોષ વ્યાપ્યો હતો પરંતુ હોલાંડનો રાજા એ અસંતોષ તરફ જરા પણ લક્ષ આપતો નહોતો.

બેલ્જીઅનો આવાં કારણોને લીધે હોલાંડ પર ભારે દ્વેષ રાખતા હતા. બહારથી સહેજ પણ મદદ મળતાં એ દ્વેષ દારુણ ઝંઝાવાતનું રૂપ લે તેમ હતો. ઇ. સ. ૧૮૩૦માં ફ્રેંચ વિપ્લવની સફળતાની ખબર બેલ્જીઅમમાં આવી પહોંચી. હવે બેલ્જીઅનો વલંદા સામે પડવા માટે ભારે ચળવળ કરવા લાગ્યા. આખા દેશ પર ઉશ્કેરણીનું ભારે મોજું ફેલાઇ રહ્યું. હોલાંડે આ ઉશ્કેરણી દાબી દેવા માટે સખત દમનનીતિ આદરી. વર્તમાનપત્રો પર અંકુશ મૂકવામાં આવ્યો. લાગણી ઉશ્કેરે તેવાં લખાણો લખનાર સંપાદકોને કેદ કરવામાં આવ્યા. કેટલાકને દેશ નિકાલ કરવામાં આવ્યા. બેલ્જીઅમમાં અશાંતિની આગ ભભૂકી ઊઠી.

આ દરમિયાન એક નવીન બનાવ બન્યો. "લા મ્યુટ" નામનું એક નાટક રંગભૂમિના તકતા પર ભજવાવા લાગ્યું. બેલ્જીઅમ પર હોલાંડે કરેલા જુલમો આ નાટકમાં નિપુણતાપૂર્વક દર્શાવવામાં આવ્યા હતા. બેલ્જીઅનો આ નાટકના અભિનય જોઇ ઉશ્કેરાઇ ગયા. તેઓ અત્યાચારી રાજા અને તેના હાથ નીચેના અમલદારોને પોતાના શત્રુ

માનવા લાગ્યા. નાટકશાળામાંથી બહાર નીકળી તેઓએ સરઘસના આકારમાં સરકારી મથક તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં અનેક લોકો સરઘસમાં આવી ભળ્યા. આ વિશાળ ટોળાએ પ્રથમ સરકારી મથક પર હલ્લો કરી તેજુરી લૂંટી. પછી શહેરના રક્ષણ માટે પોતાનામાંથી પહેરેગીરોની નિમણૂંક કરી. પોતાની વાજબી ફરિયાદો રજૂ કરવા માટે હોલાંડ તરફ પ્રતિનિધિ રવાના કર્યો અને તે સાથે રાજાના પ્રધાનને બરતરફ કરવાની વિનંતિ કરી. આ બનાવ બન્યા પહેલા ફ્રાંસમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હતું. અને બેલ્જીયનો પણ ફ્રાંસના પ્રજાસત્તાકને શ્રદ્ધાની નજરે નિહાળતા હોવાથી પોતાના દેશમાં એવું રાજ્ય સ્થપાય એમ ઇચ્છતા હતા.

પરંતુ હોલાંડે બેલ્જીયનોની માગણી તરફ લગારે લક્ષ આપ્યું નહિ. વલંદો સેનાપતિ તોપ વડે શહેર ઉડાડી દેવા તૈયાર થયો. વલંદા લશ્કર ચોતરફ જુલમની ઝડીઓ વરસાવવા લાગ્યું. યુરોપમાં સર્વત્ર વલંદાના જુલમોની વાત જાહેર થઇ ગઇ. આ કથા સાંભળી બીજી યુરોપીઅન પ્રજાઓની આંતરડી કકળી ઊઠી. તેઓ બેલ્જીઅનોને મદદ કરવા તૈયાર થઇ; આથી હોલાંડને થોડા વખત માટે લડાઈ મુલતવી રાખવી પડી.

યુરોપની પાંચ મોટી સત્તાઓ લંડનમાં એકત્ર થઇ. એ રાજ્યોએ નક્કી કર્યું કે બેલ્જીઅમને હોલાંડના તાબા નીચેથી મૂક્ત કરી સ્વતંત્ર રાજ્ય બનાવવું. હોલાંડ આ સામે પુષ્કળ અડચણો બતાવવા લાગ્યું પણ તેનું કંઇ વળ્યું નહિ. પુષ્કળ પ્રયત્નો, પુષ્કળ બલિદાનો બાદ બેલ્જીઅમની સ્વાધીનતા યુરોપની સમગ્ર પ્રજાએ કબૂલ કરી.

હવે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે બેલ્જીઅમમાં ક્યા પ્રકારની રાજ્યવ્યવસ્થા દાખલ કરવી. કોઇ કોઈ આગેવાનો ફ્રાંસના જેવું પ્રજાસત્તાક રાજ્ય દાખલ કરવા ઇચ્છતા હતા. પરંતુ છેવટ ઇંગ્લાંડની સલાહ

મુજબ યુવરાજ લિઓ પોલ્ડને રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો. ઇ. સ. ૧૮૩૦ના જૂન માસની ૨૧મી તારીખે લિઓ પોલ્ડ બેલ્જીઅમના રાજા તરીકે જાહેર થયો અને નવેમ્બર માસમાં લંડનના કરાર મુજબ યુરોપના બધા દેશોએ તેને રાજા તરીકે કબૂલ રાખ્યો.

સેંકડો વર્ષથી જંજીરોમાં જકડાએલો બેલ્જીઅમ અત્યારે સ્વતંત્ર છે, દુનિયાના રાજકારણમાં પ્રતિષ્ઠા પામેલો દેશ ગણાય છે. નિરાશાના ઘનઘોર વાદળથી છવાએલા દેશને દાખલા રૂપ થવા તે અત્યારે ઊંચું માથું કરી યુરોપનાં મહારાજ્યોના સંધિસ્થલ પર ઊભો છે. રાષ્ટ્રીય જીવનનો ધ્વંસ કરી શકાતો નથી, તે ગમે તેટલું નિર્બળ જણાય છતાં ફલ્ગુ નદીની જલધારાની માફક તેનો મંદ ને ક્ષીણ પ્રવાહ સતત વહેતો જ રહે છે. સમય અનુકૂળ આવતાં, અવસ્થાનું પરિવર્તન થતાં જાગરણ અને ઉત્થાન જાતિય જીવનને વિષે થવાનું જ. બેલ્જીઅમની મુક્તિકથા, વાંચતાં આ ધારણા વધુ ને વધુ દૃઢ થાય છે. બેલ્જીઅમ જ્યાં સુધી આ પૃથ્વીની સપાટી પર હયાત રહેશે ત્યાં સુધી પરાધીન, નિરાશ જાતિના પ્રાણમાં પણ આશાનો સંચાર કરતું રહેશે એમાં કંઇ સંદેહ નથી.

બેલ્જીઅમની ભૂમિ પર ઇ. સ. ૧૯૧૪થી ૧૯૧૮ સુધીમાં કેટલા જુલમો વર્તી ગયા! પશુબલથી બળવાન બનેલી જાતિઓ માતેલા સાંઢની માફક તેની જમીન પર લઢી અને બેલજીઅમની જમીનની સપાટીને ઉથલપાથલ કરી નાંખી. એ મહાયુદ્ધમાં જર્મન સૈન્ય બેલ્જીઅમની ભૂમિ પર થઇ ફ્રાંસ પર ધસારો કરવા ઇચ્છતું હતું. યુરોપના આંતરરાષ્ટ્રીય નિયમો મુજબ કોઇ પણ જાતિ લડાઇ વેળા બેલ્જીઅમની જમીન પર થઇ પોતાનું લશ્કર લઇ જઇ શકે નહિ. બેલ્જીઅમ યુરોપની બધી જાતિઓનો રક્ષિત દેશ હતો. જર્મનીએ આ નિયમનો ભંગ કરી બતાવી આપ્યું કે જગતમાં બળ એ જ કાયદો છે.

નાનું સરખું બેલ્જીઅમ પોતાની સ્વતંત્રતા–બહુ કષ્ટ વેઠી મેળવેલી સ્વાધીનતા–કાયમ રાખવા માટે જર્મન સૈન્ય સામે લડવા તૈયાર થયું. પોતાની સર્વ શક્તિ ખરચી નાખી પોતાના જગતમાં શ્રેષ્ઠ ગણાતા કિલ્લાઓને ટકાવવા તત્પર બન્યું, પણ અજય ગણાતાં જર્મન સૈન્ય આગળ ન ટકી શક્યું. જર્મનોએ નંદનવન સમાન બેલ્જીઅમને નર્કસ્થાન બનાવી દીધું. કેટલીય મનોરમ હવેલીઓ, કેટલાક સુદૃઢ દુર્ગ તોપ વડે ઉડાડી દીધાં! દુર્ભેધ ગણાતા આન્ટવર્પ ને લીજના કિલ્લાઓ પથ્થરના ઢગ રૂપ બની ગયા. સ્વાધીનતાના રક્ષણ માટે કેટલાય બેલ્જીયનોએ બલિદાન આપ્યાં, કેટલાય લોકો ઘરબાર ગુમાવી બેઠા, કેટલીય સ્ત્રીઓ અનાથ બની ગઇ!

આ ભયંકર તોફાન છેવટે શમ્યું ખરું! જર્મની હાર્યું અને તે સાથે તેનું પશુબલ નષ્ટ થયું.

બેલ્જીઅમમાંથી જર્મન લશ્કરને ચાલ્યા જવાની ફરજ પડી. નર્કસ્થાન બની ગયેલું બેલ્જીઅમ વળી સ્વર્ગસમું બનવા લાગ્યું. લોકો પોતાની માતૃભૂમિને લાગેલા ઘા રૂઝવવા અથાગ પ્રયત્ન કરવા લાગ્યા. યુદ્ધની ધ્વંસલીલામાંથી વળી દેશ સમૃદ્ધિશાળી બનવા લાગ્યો. બેલ્જીયનોની બહાદુરીથી, આત્મત્યાગના દૃષ્ટાંતથી જગત મુગ્ધ બની ગયું. એક દિવસ એવો પણ હતો કે જ્યારે બેલ્જીઅમ પરાધીનતાના પાશમાં સબડતું હતું, અને એક દિવસ એવો પણ આવ્યો કે જ્યારે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવા માટે જર્મન સૈન્યને અટકાવી રાખવા બેલ્જીયનોએ પોતાના લોહીનું છેલ્લામાં છેલ્લું ટીપું ખરચી આપ્યું હતું. બેલ્જીયનોની બહાદુરી ને ત્યાગ, પરાધીન જાતિઓને [illegible] દાખલા રૂપ રહેશે.